શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌નું મુખપત્ર

સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

# ગુરુકુલ દર્શન

વર્ષ - ૫
એપ્રિલ - ૨૦૧૩
અંક - ૪
પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-

પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના જમણા હાથ બની રહી ગુરુકુલને પોતાની કર્મભૂમિ બનાવનાર ગુજરાતી સાહિત્યના અજોડ કવિરાજ શ્રી ત્રિભુવનભાઈ વ્યાસની ૧૨૫ મી જન્મ જયંતિ પ્રસંગે પ્રસ્તુત વિશેષાંક...

સુરત ખાતે યોજાયેલ વકીલ વંદના કાર્યક્રમમાં ઉપસ્થિત રહી આશીર્વાદ પાઠવતા પૂજ્ય સ્વામીજી, ઉપસ્થિત મહાનુભાવો તથા વકીલો

મહિસાગર તટે યોજાયેલ વડતાલ દેશના સંતોની શિબિરમાં ઉપસ્થિત પરમ પૂજ્ય આચાર્ય મહારાજશ્રી તથા સંતો

શ્રી સ્વામિનારાયણ મંદિર ભૂજના દર્શને મેમનગર ગુરુકુલના વિદ્યાર્થીઓ

SGVP ના વિદ્યાર્થીઓનો સમાવર્તન સંસ્કાર સમારોહ પ્રસંગે આશીર્વાદ પાઠવતા પૂજ્ય સ્વામીજી

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૫, એપ્રિલ - ૨૦૧૩, અંક-૪

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, ગોવિંદ બાંટવા |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર

'ગુરુકુલ દર્શન' કાર્યાલય

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org

# હું શુધ્ધ સહજાનંદી...

દીક્ષા લઈ સત્સંગની શું વીસરું મુજ નિયમને ?
ઉજળે લલાટે મેશ ભૂંસી શું લજાવું તિલકને ?
આચાર્ય કે ત્યાગી ગૃહી હોઉં ગમે તે આશ્રમે !
હું શુધ્ધ સહજાનંદી છું એ નહિ બને નહિ નહિ બને.
ઈતિહાસ મારા પૂર્વજોનાં દિવ્ય આત્મ-પ્રકાશના,
ને પ્રકટ પુરુષોત્તમ તણી છે પ્રબળ અડગ ઉપાસના;
મરતાં યે શું કદી સિંહનું સંતાન ખાયે ઘાસને ?
હું શુધ્ધ સહજાનંદી છું એ નહિ બને નહિ નહિ બને.
સત્સંગ કાજે વીસાર્યાં વિષય વૈભવ સ્વજનને,
આજ્ઞા ઊઠાવતા શિર પરે સ્વાર્પણ કર્યું છે જીવનને
શું દોષ આજે લોપશે નિર્દોષ અંતઃકરણને ?
હું શુધ્ધ સહજાનંદી છું એ નહિ બને નહિ નહિ બને.
છો ઢોલ વાગે વિષયનાં અતિશય જગતને આંગણે,
માયા બની મદમસ્ત ખેલે મોહ મુદ્‌ગરથી રણે;
શું ભક્ત સાચો શ્રીજીનો એથી કદી કાયર બને ?
હું શુધ્ધ સહજાનંદી છું એ નહિ બને નહિ નહિ બને.

- ત્રિભુવનભાઈ વ્યાસ

## પરમ ભક્તરાજ શ્રી

# ત્રિભુવનભાઈ ગૌરીશંકર વ્યાસ

૨૦મી સદીના સ્વામિનારાયણ સંપ્રદાયના ઈતિહાસમાં પ.પૂ. સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ એક નવી કેડી કંડારી. એક નિષ્કામ, દૃઢ સંકલ્પ, સેવાનિષ્ઠ અને સમર્થ ત્યાગી પુરુષે રાજકોટ ખાતે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલની સ્થાપના કરી. તેમાં તેમને આજીવન શિક્ષક, કવિ અને ભક્ત એવા શ્રી ત્રિભુવનભાઈ ગૌરીશંકર વ્યાસનો અનન્ય સાથ મળ્યો. બંનેને એમ જણાયું કે, ઉછરતી પ્રજાને સાત્વિક, ધર્મનિષ્ઠ, શ્રમશીલ અને સાદગીપૂર્ણ શિક્ષણ મળે તે માટે કંઈક કરવું જોઈએ. સંપ્રદાયમાં પથ્થરનાં મંદિરો તો ઘણાં બાંધશે. પરંતુ જીવતાં ચૈતન્ય મંદિરોના નિર્માણ કરવાં જોઈએ. બંનેને હૈયે સંપ્રદાયની શુદ્ધિ અને વૃદ્ધિની ભાવના હતી. પૂ. શાસ્ત્રીજી મહારાજ ત્યાગી સંત હતા ને ત્રિભુવનભાઈ અકિંચન બ્રાહ્મણ. પરંતુ બંનેની નિષ્ઠા અને ઉત્તમ ભાવનાને સંપ્રદાયના અન્ય અગ્રણીઓનો ટેકો મળ્યો. વેરાવળવાળા પ.ભ. શેઠ જાવદજીભાઈ તથા ઉનાવાળા પ.ભ. શ્રી માણેકચંદભાઈ ગાંધી(ગાંધી બ્રધર્સ) અને તેમનાં કુટુંબીઓ તથા બોટાદવાળા પ.ભ. શેઠ શ્રી ગોવિંદજીભાઈ તરફથી આર્થિક સહાય મળી. તેના ફળ સ્વરૂપે ૧૯૪૮માં ગુરુકુલની સ્થાપના થઈ. લગભગ ૨૮૦૦૦વાર જમીન ખરીદી એક વિશાળ સંસ્થાનાં બીજ રોપ્યાં. આ જમીન મંજૂર કરાવવા માટે ત્રિભુવનભાઈએ અવિશ્રાંતપણે આખો દિવસ પરિશ્રમ લીધો હતો. 'સદ્‌વિદ્યા' નામનું માસિક શરૂ કરી તેના તંત્રીપદે લગભગ બે દાયકા સુધી રહીને, પોતાનાં કાવ્યો અને લેખો દ્વારા સંપ્રદાયના સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું. 'શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ' અને 'સદ્‌વિદ્યા' બંને તેમનાં ચિરંજીવ સ્મારકો છે. તેમના શરીરે સાથ આપ્યો ત્યાં સુધી ગુરુકુલની નિઃસ્પૃહ ભાવે સેવા કરી.

શ્રી ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ તે અમારા પિતા. રોજ વહેલી સવારે ઊઠે. ઓસરીના હિંડોળા પર બેસી કોઈ ને કોઈ કીર્તન સમુધુર કંઠે ગાય. નહાય ત્યારે જનમંગલ સ્તોત્ર બોલે. પૂજા કરી દૈનિક જીવન શરૂ કરે. આમ તો ૧૯૪૮માં નિવૃત્ત થયા પરંતુ રાષ્ટ્રીય ભાવનાથી પ્રેરાઈને સ્ટેટની લાંબી નોકરી છોડી તેથી પેન્શન ન હતું. આથી સવારે લોહાણા સ્ત્રી વિકાસ ગૃહમાં અને બપોરે શ્રી કાંતા સ્ત્રી વિકાસગૃહમાં શિક્ષણ આપવા જાય, ત્યાંથી ગુરુકુલ વિદ્યાર્થીઓ માટે જાય, ત્યાં વિદ્યાર્થીઓનું ઘડતર થાય તેવી વાતો કરે. બધે ચાલીને જાય તથા બહારનું ખાય-પીએ નહીં. સાંજે ઘરે બધા બાળકોને ભેગાં કરી આરતી તથા સ્તોત્રો બોલે. રાત્રે 'સદ્‌વિદ્યા'ના લેખો લખવાનું કે પ્રૂફ તપાસવાનું ચાલે. આવું શ્રમયુક્ત, સાદગીયુક્ત તથા ભક્તિયુક્ત જીવન લયબદ્ધતાથી ચાલે.

વેકેશનમાં તેમના ભાઈ શ્રી રતિલાલભાઈ અને દયાળજીભાઈના પુત્રો, પૌત્રો, પૌત્રીઓનો અમારા ઘરમાં જમાવડો થાય. 'બાપુજી, વાર્તા કહો ને!' તે હંમેશની માગણી. સાંજે વાળુ પછી ઓસરીમાં નાનાં-મોટાં સૌ એકઠાં થાય. બાપુજીની કથનશૈલી એકદમ રસાળ. રામાયણ-મહાભારતની પ્રસંગ કથાઓ, હિતોપદેશ કે ઉપનિષદોની દૃષ્ટાંત કથાઓ, સહજાનંદ સ્વામીના જીવન પ્રસંગો, પોતાના સ્વાનુભવના પ્રસંગો વગેરે કહે. વળી, હીંચકાના લય સાથે મધુર કંઠે ગવાતાં બાળગીતોથી વાતાવરણ આનંદમય બની જતું.

તેમને સંપ્રદાયનો ગૂઢો રંગ ચડ્યો મોસાળ પક્ષેથી. આમ તો તેમનું વતન જૂના સાવર હતું. ત્યાંથી દસેક માઈલ દૂર સાવરકુંડલા તાલુકાનું સેંજળ ગામ તેમનું મોસાળ હતું. તેમનો જન્મ તા. ૨૨/૫/૧૮૮૮ના રોજ સેંજળમાં થયો હતો. ૧૬વર્ષની વયે પિતાની છત્રછાયા ગુમાવતાં મોસાળની ઓથ સહિયારો બની. ત્રિભુવનભાઈના માતા જેકુરબા તથા તેમના મામાઓ સ્વામિનારાયણ સંપ્રદાયના ચૂસ્ત અનુયાયી હતા. તેમના એક મામા નાની ઉંમરે ત્યાગી બન્યા અને શાસ્ત્રી મુનીશ્વરાનંદ નામે સંપ્રદાયમાં પ્રસિદ્ધ થયેલા. સાવર-સેંજળ વગેરે ગામોમાં સ્વામિનારાયણ સંપ્રદાયનો પ્રભાવ હતો. તેથી સંપ્રદાયના સંતોનું અહીં આવાગમન રહેતું. તેને કારણે સત્સંગના પ્રસિદ્ધ સંતકવિઓનાં કીર્તનોનો પ્રભાવ ત્રિભુવનભાઈ પર પડ્યો. તેમની કાવ્યધારાની ગંગોત્રી કીર્તન

રચનાથી પ્રગટી. માત્ર ૧૬વર્ષની વયે સંપ્રદાયના નંદસંતોના કીર્તનોના પ્રભાવ નીચે તેમણે રચેલાં કીર્તનો-કાવ્યો 'મધુર પદ મંજરી' નામે પ્રકાશિત થયાં હતાં. તેમની સૌ પ્રથમ રચના...'જેઠ માસે હરિ ચાલિયા રે...' એ 'મહિના' રૂપે હતી.

સેંજળ, નદી અને વૃક્ષોથી રળિયામણું ગામ હતું. સંપ્રદાયના સાહિત્યનો અને પ્રકૃતિનાં સાન્નિધ્યનો અહીં યોગ થતાં કવિત્વનું બીજારોપણ થયું. પિતાની છત્રછાયા ન રહેતાં કૌટુંબિક જવાબદારી આવી પડી તેથી આગળ અભ્યાસ ન થઈ શક્યો. ૧૮ વર્ષની વયે(૧૯૦૬)તેઓ ગાયકવાડ સ્ટેટના દલખાણીયા ગામે પ્રાથમિક શાળામાં રૂા. ૭/-ના પગારથી શિક્ષક બન્યા. આ પણ ગીર વિસ્તારનું ગામ હતું. પ્રકૃતિના સાનિધ્યમાં હવે બાળ સાન્નિધ્યનો ઉમેરો થયો. ત્રિભુવનભાઈમાં રહેલ કવિ અને શિક્ષક બંને અહીં મુક્તપણે ખીલી ઊઠ્યા. તેમનો બાળકો સાથેનો તેમ જ પ્રકૃતિ સાથેનો સીધો અને અકૃત્રિમ સંબંધ અહીંથી જ ગાઢરૂપે સ્થપાઈ ગયો.

પોતાની આંતરસૂઝ, નિષ્ઠા અને ભાવનાથી તેમણે દલખાણીયા જેવા નાનકડાં ગામમાં જે શિક્ષણકાર્ય કર્યું તે અધિકારીઓના ધ્યાનમાં આવ્યું. આથી તેમને અમરેલી બોલાવી લીધા. ત્યાંથી વધુ અભ્યાસ માટે વડોદરા જઈ સિનિયરની પરીક્ષા પ્રથમ નંબરે પાસ કરી 'પેરેગોગી' મેડલ મેળવ્યો. વડોદરાથી આવીને અમરેલીમાં ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં પાંચ વર્ષ તથા મેલ ટ્રેનિંગ કોલેજમાં ત્રણ વર્ષ સેવા આપી.

આ સમય દરમ્યાન ગાંધીયુગના આંદોલનો શરૂ થયાં. ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમ અનુસાર ખાદી અને રેંટીયા પ્રવૃત્તિ માટે શ્રી ઠક્કરબાપાએ તેમની સેવા માગી. આથી દસ વર્ષની કાયમી નોકરી છોડી ત્રિભુવનભાઈ તથા તેમના બંને નાના ભાઈઓએ ખાદી પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું. સમય જતાં આ પ્રવૃત્તિ મંદ પડી. આ પછી રાણપુરથી પ્રસિદ્ધ થતા પત્ર 'સૌરાષ્ટ્ર'માં તેઓ જોડાયા. આ પત્ર કાઠીયાવાડનાં દેશી રાજ્યોમાં રાજકીય જાગૃતિ પ્રેરવાનું કાર્ય કરતું હતું. અહીં ઝવેરચંદ મેઘાણીની સાથે તેમણે કાર્ય કર્યું અને તેમની માગણીને અનુસરીને 'ધન્ય હો ધન્ય સૌરાષ્ટ્ર ધરણી' તે ખૂબ પ્રસિદ્ધ કાવ્ય રચ્યું. જે સૌ પ્રથમ 'સૌરાષ્ટ્ર'માં પ્રગટ થયું.

ત્રિભુવનભાઈના બંને ભાઈઓને રાણપુરમાં કામ ન મળવાથી બધા અમદાવાદ આવ્યા. અહીં ત્રિભુવનભાઈ સ્વામી આનંદ સાથે 'નવજીવન'માં જોડાયા. આ સમયગાળા દરમ્યાન તેમના કવિત્વમાં રાષ્ટ્રભક્તિનો રંગ ઉમેરાયો અને સર્જનાત્મકતા ટોચે પહોંચી. 'નવાં ગીતો' ભાગ -૧ જુગતરામભાઈ દવેની અને 'નવા ગીતો' ભાગ-૨ કાકાસાહેબ કાલેલકરની પ્રસ્તાવના સાથે પ્રગટ થયાં. આ ગીતોનું સ્વાગત કરતાં શ્રી ગિજુભાઈ બધેકાએ લખેલું કે, 'જોરદાર, નિરોગી, વીર્યવાન, સત્યનિર્ભર છતાં સાદા અને નરી સ્વાભાવિકતાભર્યા કાવ્યોનો ઉદય થઈ રહ્યો છે. ભાઈ ત્રિભુવન વ્યાસની કૃતિઓ નીરોગી માનસનું અદ્‌ભૂત દર્શન છે.'

આ સમયે રાષ્ટ્રીય લડત ચાલતી હતી. તેમાં તેમનાં બે કાવ્યો અતિ પ્રસિદ્ધ થયાં અને ખૂબ ગવાયાં. તેમાંનું એક હતું જલિયાંવાલા બાગના પ્રસંગને અનુલક્ષીને રચાયેલ 'રતન બાનો ગરબો'. અંધ કવિ હંસરાજભાઈ આ ગરબો ગાઈને સભાને રડાવતા. બીજું કાવ્ય હતું, નાગપુર ઝંડા સત્યાગ્રહ માટે રચાયેલ 'નહિ

નમશે, નહિ નમશે નિશાન ભૂમિ ભારતનું.'

અમદાવાદ કુટુંબીજનોને તબિયતની દૃષ્ટિએ ફાવ્યું નહીં. ગાંધીજીના આદેશથી નારણદાસભાઈ ગાંધીએ રાજકોટમાં રાષ્ટ્રીયશાળા સ્થાપી હતી. તેમાં જોડાવાનું આમંત્રણ મળતાં સમગ્ર વ્યાસ પરિવારે રાજકોટમાં નિવાસ કર્યો. રાષ્ટ્રીય શાળામાં હજુ જોડાયા જ હતા ત્યાં રાજકોટના રાજા લાખાજી રાજે ત્રિભુવનભાઈને રાજ્યની કિશોરસિંહજી તાલુકા શાખા સંભાળવાનું સોંપ્યું. લાખાજીરાજ શિક્ષણમાં હુન્નર દાખલ કરવા માગતા હતા, જેથી વિદ્યાર્થી તે શીખીને રોજગાર મેળવી શકે. તે માટે બાંધકામ શાસ્ત્ર, રસાયણ શાસ્ત્ર, યંત્ર શાસ્ત્ર વગેરેને લગતાં પુસ્તકો તેમણે નિષ્ણાંતો પાસે તૈયાર કરાવ્યાં. તે પુસ્તકો સરળ ભાષામાં તૈયાર કરવાનું કામ પણ ત્રિભુવનભાઈએ કરેલું.

રાજકોટમાં ત્રિભુવનભાઈની સાહિત્ય તેમજ શિક્ષણની પ્રવૃત્તિ સાથે સાથે ચાલી. તેમણે રાજકોટમાં સાહિત્ય સભાની સ્થાપના કરી અને તેના પ્રમુખપદે રહ્યા. અહીં 'ગુંજારવ' નામે તેમનાં બાળગીતો પ્રગટ થયાં. સૌરાષ્ટ્રની કન્યાશાળામાં પાઠ્યપુસ્તક બનેલી તેમની 'નવી ગરબાવળી' પ્રગટ થઈ. જેની ૧૮ આવૃત્તિઓ થઈ. તે જ રીતે બાળકને વાંચતું કરવામાં સુગમ બને તેવી 'બાળવાચા'ની ૧૩ આવૃત્તિઓ થઈ.

'નવાં ગીતો' ભાગ-૩ પણ પ્રગટ થયો. બાળ વિદ્યાર્થીઓને પ્રેરણાદાયી તેવાં તેમના 'ભારતનાં મહાન રત્નો', 'ભારતની વિભૂતિઓ', 'ભારતની ભવ્ય વાતો', 'આપણી ઐતિહાસિક ગૌરવગાથાઓ', 'ભારતના નાગરિકો' વગેરે પુસ્તકો પ્રગટ થયાં. તેમણે કાલિદાસ કૃત 'મેઘદૂત'નું ઝૂલણા છંદમાં તેમ જ 'ઋતુસંહાર'નું પદ્યાત્મક ભાષાંતર કર્યું. કવિ મૈથિલીશરણ ગુપ્ત રચિત 'જયદ્રથ વધ' હિન્દી કાવ્યનો ગુજરાતી પદ્યમાં અનુવાદ કર્યો. 'ભગવદ્ ગોમંડળ' કોશમાં તેમણે ત્રણ હજાર શબ્દો અર્થ સહિત આપેલા છે.

શિક્ષણ ક્ષેત્રે કિશોરસિંહજી તાલુકા શાળાના આચાર્ય પદે રહીને શિક્ષકો માટે ઓપવર્ગો ચલાવ્યા. સ્કાઉટ પ્રવૃત્તિ શરૂ કરી. શિક્ષકોની આર્થિક સલામતી માટે ફરજિયાત સહકારી બચત યોજના શરૂ કરી. જેનો અનેક શિક્ષકોને લાભ મળ્યો. શિક્ષકો સાથે નાના-મોટા પ્રવાસોનું આયોજન કર્યું. ૧૯૩૮માં કિશોરસિંહજી સ્કૂલનો શતાબ્દી મહોત્સવ શાનદાર રીતે ઉજવ્યો.

આઝાદી પછી રાજકોટમાં દરબાર શ્રી ગોપાલદાસ દેસાઈ તથા ઢેબરભાઈના પ્રયાસોથી રાષ્ટ્રીય ભાવનાયુક્ત વીરાણી હાઈસ્કુલ સ્થપાઈ. રાષ્ટ્રીયભાવનાથી પ્રેરાઈને ત્રિભુવનભાઈ રાજકોટ રાજ્યની લાંબી નોકરી છોડી હાઈસ્કૂલમાં જોડાયા. ફરી સ્ટેટ કાઉન્સીલના બોલાવવાથી વિદ્યાધિકારી તરીકે કામગીરી બજાવી. એક વર્ષ બાદ નિવૃત્ત થયા. તે પછી લોહાણા મહિલા વિકાસગૃહમાં ત્રણ વર્ષ અને શ્રીકાંતા સ્ત્રી વિકાસગૃહમાં પંદર વર્ષ શિક્ષણ કાર્ય કર્યું. દેશની પહેલી ચૂંટણી પ્રસંગે મધ્ય સૌરાષ્ટ્ર જિલ્લા નિર્વાચન અધિકારી તરીકે અને ત્યારબાદ તે જિલ્લાના સેન્સસ અધિકારી તરીકે કામગીરી બજાવી. હસ્તાક્ષર નિષ્ણાંત તરીકે સમગ્ર ગુજરાતની કોર્ટમાં ૩૫થી વધુ વર્ષ કામ કર્યું.

ત્રિભુવનભાઈના ઘડતરમાં સ્વામિનારાયણ સંપ્રદાયની ગાઢ અસર હતી. ત્રિભુવનભાઈએ પણ શૈક્ષણિક અને સાહિત્યિક પ્રવૃત્તિઓ દ્વારા સંપ્રદાયમાં બહુમૂલ્ય ફાળો આપ્યો. સાંપ્રદાયિક સાહિત્યના ક્ષેત્રે તેમણે 'ગુરુકુલના સંક્ષિપ્ત પરિચયની પુસ્તિકા', 'શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયની ઐતિહાસિક સમાલોચના', 'સત્સંગ નિદર્શન', 'સદ્‌ગુરુ ચરિત્ર', 'શિક્ષાપત્રી અધ્યયન', 'વચનામૃત અધ્યયન' વગેરે ગ્રંથો રચ્યા. તે ઉપરાંત નિષ્કુળાનંદ સ્વામી કૃત 'ધીરજાખ્યાન' તથા 'વચનવિધિ' પદ્ય કૃતિઓનું ગદ્યમાં રૂપાંતર કર્યું.

એમ એક નાનકડા ગામમાંથી અને વિપરિત સંયોગોમાંથી ત્રિભુવનભાઈ આપ તેજે આગળ વધ્યા અને સાહિત્ય, શિક્ષણ, સંપ્રદાય તથા સમાજના ક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કર્યું. પાછલી અવસ્થાની માંદગી તેમણે સમત્વથી અને સ્વસ્થ ચિત્તે સહન કરી. તા. ૪/૭/૧૯૭૫નો રોજ તેમનો દેહવિલય થયો.

ત્રિભુવનભાઈનું પ્રદાન મુખ્યત્વે સાહિત્ય, શિક્ષણ અને સ્વામિનારાયણ સંપ્રદાયના ક્ષેત્રે રહ્યું છે. તેમના સાહિત્ય પર શિક્ષકત્વની અસર છે. તેમના લાંબા શિક્ષક જીવન દરમ્યાન દૃષ્ટિ સમક્ષ આવેલાં ચૈતન્યના સ્ફૂર્લિંગો જેવા બાળકો તેમના પ્રેરણાસ્રોત બન્યાં હતાં. તેમને ઉત્તમ નાગરિક બનાવવા તે તેમનું જીવન લક્ષ્ય હતું. તેથી તેમનાં કાવ્યોમાં શિક્ષકનો એ આદર્શ અવારનવાર ટપકી પડતો જણાય છે. વળી, તેમનો નિસર્ગ પ્રેમ પણ એટલો જ ઉત્કટ છે. તેમનાં કાવ્યો મોટે ભાગે કુદરતના વિવિધ રૂપો તથા બાળકની આસપાસ રહેલી પ્રાણીસૃષ્ટિને અનુલક્ષીને રચાયાં છે. તેમણે

રાષ્ટ્રીય ભાવનાયુક્ત કાવ્યો પણ ગણનાપાત્ર લખ્યાં છે. ભારતની પ્રાકૃતિક ભવ્યતા અને સાંસ્કૃતિક ગૌરવને તેમણે ઘણાં કાવ્યોમાં વ્યક્ત કર્યાં છે.

સ્વામિનારાયણ સંપ્રદાયે પ્રેરેલ ઊંડી ભક્તિ અને અચલ નિષ્ઠાથી તેમણે સંપ્રદાયના ગદ્ય તેમજ પદ્ય સાહિત્યને સમૃદ્ધ કર્યું. ભક્તિ કાવ્યો, સ્તુતિઓ, પ્રાર્થનાઓ તથા આધ્યાત્મિકતા સભર લેખોથી સ્વામિનારાયણ ગુરુકુલનાં માસિક 'સદ્‌વિદ્યા'ને તેમણે એક અલગ પહેચાન આપી હતી.

છેલ્લે, તેમની ભક્તિયુક્ત આ રચના...

## શક્તિ સહજાનંદની...

પથ્થરમહીં ખડકો મહીં જળધોધ મસ્ત તરંગમાં,
સિન્ધુતણા ઘુઘવાટમાં એ શક્તિ સહજાનંદની...
ચંદ્રમાં આદિત્યમાં સંધ્યાતણા નવ રંગમાં,
ઝરણાં તણાં મૃદુ હાસ્યમાં એ શક્તિ સહજાનંદની...
નિશિ ઘોર અંધાર મહીં ચમકંત તારલિયા નભે,
ને ચંદ્રિકાની શીતળતા ત્યાં શક્તિ સહજાનંદની...
ઘનઘોર વાદળ વ્યોમમાં ગંભીર ગરજી મેઘ જ્યાં,
વૃષ્ટિથી ખીલી સૃષ્ટિમાં એ શક્તિ સહજાનંદની...
જળ પવન પાવક પૃથ્વીમાં, બળમાં ગતિમાં તત્ત્વમાં,
બ્રહ્માંડમાં ચોખૂંટ વ્યાપી શક્તિ સહજાનંદની...
નિર્જન અરણ્યે વસ્તીમાં ગિરિ ગહ્વર વિકટ ખીણમાં,
આ હૃદય મમ ધડકી રહ્યું ત્યાં શક્તિ સહજાનંદની...
આ સૃષ્ટિના સૌંદર્યમાં સહુ પ્રાણીઓના પ્રાણમાં,
વિદ્યુતની અદ્‌ભુતતામાં શક્તિ સહજાનંદની...
મનબુદ્ધ જ્યાં પહોંચે નહિ, વાણી ગ્રહે જ્યાં મૌન ત્યાં,
આનંદ સચ્ચિદ જ્યાં ભર્યો ત્યાં શક્તિ સહજાનંદની...
કાલિંદીતટ રમણીય સ્થળ જ્યાં, કૃષ્ણમય ગોપી બની,
મુરલી ધુની ગાજી રહી ત્યાં શક્તિ સહજાનંદની...
વળી શિવધનુષ ખંડન કર્યું, દશકંધ ચૂર્ણ કર્યો જહાં,
પરશુ પડ્યા જ્યાં પાય ત્યાં એ શક્તિ સહજાનંદની...
બ્રહ્માંડ કોટિ અસંખ્યમાં પરમાણુમાં પરમાણુમાં,
નિઃસીમ કાળ નિયંત્રણમાં શક્તિ સહજાનંદની...
આકાશમાં કે ઈશ્વરમાં કે બ્રહ્મમાં ચૈતન્યમાં,
આત્મા મહીં કે ઈશ્વરોમાં શક્તિ સહજાનંદની...
બહુકાળથી ભમતું ફરે આ વિશ્વ કરતું ઘોષણા,
એના અનાહત નાદમાં એ શક્તિ સહજાનંદની...
શુભ જ્ઞાન ને વૈરાગ્ય સાથે ભક્તિ સહ સદ્ધર્મ જ્યાં,
નિશદિન વિલસી ત્યાં રહી છે શક્તિ સહજાનંદની...
મન ઈંદ્રિયો ને બુદ્ધિ આત્મા જ્યાં ધસે ત્યાં તે રમે,
સર્વત્ર ત્રિભુવનમાં ભરી એ શક્તિ સહજાનંદની...
ઉપવન બગીચા બાગમાં, ઋતિરાજ રમ્ય વસંતમાં,
કોકીલના ટહુકારમાં એ શક્તિ સહજાનંદની...
રસવર જળે લહરી ગુંથી જ્યાં સમીર સ્પર્શે પદ્મને,
ત્યાં ભ્રમરના ગુંજારમાં એ શક્તિ સહજાનંદની...
વળી શિલ્પમાં કે ચિત્રમાં સંગીતના આપાલમાં,
કવિઓની નૌતમ કલ્પનામાં શક્તિ સહજાનંદની...
દૃષ્ટામહીં ને દૃશ્યમાં રસ ગંધ સ્પર્શ અવાજમાં,
અંતઃ કરણની આરસીમાં શક્તિ સહજાનંદની...
યોગેશ્વરોના યોગમાં સંન્યાસીના સંન્યસ્તમાં,
ને નિગમ વિરમે નેતિ કહી ત્યાં શક્તિ સહજાનંદની...
આઘાતમાં પ્રત્યાઘાતમાં કે ઘાતમાં જીવિતવ્યમાં,
આ જગતની ઘટમાળમાં એ શક્તિ સહજાનંદની...
અગણિત બ્રહ્માંડો ઉડે મધુમક્ષિકા સમ આભમાં,
તે સકળ મધ્યે કેન્દ્રમાં એ શક્તિ સહજાનંદની...
ઉત્પતિ કે સ્થિતિમહીં લય પ્રલય સઘળા સમયમાં,
પ્રતિ અસ્તમાં કે ઉદયમાં એ શક્તિ સહજાનંદની...
મત દ્વૈત કે અદ્વૈત શુધ્ધાદ્વૈત દ્વૈતાદ્વૈત માં,
વિલસે વિશિષ્ટાદ્વૈત રૂપે શક્તિ સહજાનંદની...

આ રચના તેમણે ૧૯૧૨ માં ૨૪ વર્ષની ઉંમરે કરી હતી. તેમનું દર્શન જીવન પર્યંત જળવાઈ રહ્યું હતું.

- લે. ડો. રશ્મિબેન ત્રિ. વ્યાસ, રાજકોટ


### ગુરુકુલ દર્શન માસિક અંગેની વિગતો

ન્યુઝ પેપર રજીસ્ટ્રેશન રુલ ૧૯૫૬ અન્વયે જાહેરનામું
પ્રકાશન સ્થળઃ- શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર, અમદાવાદ
પ્રકાશન સમય :- દર માસની ૨૫ તારીખે
પ્રકાશકનું નામઃ- પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી
રાષ્ટ્રીયતા :- ભારતીય
સરનામુઃ- શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર, અમદાવાદ
તંત્રીનું નામ :- પાર્ષદ શામજી ભગત
માસિકના માલિક :- પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી

હું પુરાણી બાલકૃષ્ણદાસજી સ્વામી આથી જાહેર કરું છું કે ઉપરની માહિતી મારી જાણ અને માન્યતા પ્રમાણે સાચી છે.

સહી- પુરાણી બાલકૃષ્ણદાસ.

# શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયની ઐતિહાસિક સમાલોચના

- ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ (૩/૯/૧૯૩૬)

(અમદાવાદ મુકામે સને ૧૯૩૭માં મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે મળેલી સાહિત્ય પરિષદ પ્રસંગે સ્વીકારાયેલો નિબંધ)

સૃષ્ટિના નિર્માણકર્તાએ જે નિયંત્રણા નક્કી કરી છે તેમાં જ કંઈક એવા નિયમો અવાંતર મૂક્યા જણાય છે, કે જ્યારે જ્યારે જનસમાજમાં કોઈ અમર્યાદ એવી અવ્યવસ્થા પેદા થાય; ત્યારે તેના શમન અર્થે કોઈને કોઈ વ્યક્તિ ઉત્પન્ન થાય. રાજકીય અવ્યવસ્થા માટે વીર પુરુષો, સામાજિક અવ્યવસ્થા માટે ધીર પુરુષો તથા ધાર્મિક અવ્યવસ્થા માટે મહાન પુરુષો અને ઈશ્વરી અવતારો ભૂમિ ઉપર પ્રકટે છે. કોઈ પણ પ્રદેશમાં આવાં ઐતિહાસિક દૃષ્ટાંતો મળી આવશે. પરંતુ ભારતભૂમિ ઈશ્વરનું કૃપાપાત્ર સ્થળ હોય, તેમ તેમાં સવિશેષ વિભૂતિવંત દૃષ્ટાંતો મોટા પ્રમાણમાં મળી આવે છે.

એવી વિભૂતિના પ્રાકટ્યના બે પ્રકાર સ્પષ્ટ કરી શકાય તેમ છે. (૧) પ્રયત્નથી ઐશ્વર્ય પામેલા જીવાત્માઓ (૨) સ્વેચ્છાથી ઈશ્વરે સ્વીકારેલાં સ્વરૂપો. સામાન્ય રીતે જગતમાં ચેતન બે પ્રકારે વિલસી રહ્યું છે. (૧) એક તો જીવ પ્રાણી માત્રમાં વ્યક્તિગત પ્રાણ રૂપે. (૨) બીજું સમગ્ર વિશ્વમાં જડ અને ચેતનનું શાસક સમષ્ટિગત પ્રાણ રૂપે.

જ્યારે મનુષ્યમાં રહેલું વ્યક્તિગત ચૈતન્ય જીવાત્મા ઈશ્વરી આદર્શના અનુશીલનથી વિકાસ પામી ઐશ્વર્યવાન બને છે, તે મહાપુરુષ રૂપે જગતની દૃષ્ટિએ આવે છે. આ પ્રથમ પ્રકારના સ્વપ્રયત્ને ઐશ્વર્ય પામેલા જીવાત્માનો વર્ગ છે, ત્યારે બીજો વર્ગ જે ઈશ્વરે સ્વીકારેલાં સ્વરૂપોનો છે, તે તો સમષ્ટિગત સર્વવ્યાપી છતાં સ્વતંત્ર ચૈતન્યસ્વરૂપ પરમાત્માની સ્વેચ્છાથી જગતમાં ઊતરેલા કોઈપણ પ્રકારનાં સ્વરૂપોનો વર્ગ છે. આ બંને પ્રકારમાં જે ભેદ રહે છે, તે તેનાં ગુણ, ચરિત્ર, વિભૂતિ અને સ્વરૂપને સૂક્ષ્મ રીતે તપાસતાં સ્પષ્ટ જણાઈ આવે છે. કારણ કે, પ્રથમ પ્રકારના પુરુષો એ લોહચૂંબક(ડાયનેમા)ને વીંઝી વીંઝીને પેદા કરેલ વીજળીથી ભરેલા વિદ્યુતસંગ્રાહક પાત્ર જેવા જણાય છે; ત્યારે બીજા પ્રકારનાં સ્વરૂપો વીજળીથી ચમકી રહેલા વર્ષાઋતુના વિશાળ નભમંડળ સમા જણાય છે. બંને વીજળીના ગુણધર્મો કદાચ એક હોવા છતાં, સામર્થ્યની વિપુલતા અને સ્વાતંત્ર્યમાં નભમંડળનો વિદ્યુતપ્રવાહ અનેરો જ રહે છે. આ દૃષ્ટાંત ઈશ્વરની જ્ઞાનચેતનઘન શક્તિને માટે પૂરતું નથી; પણ કંઈક ખ્યાલ આપવા માટે છે. જીવાત્મા ઐશ્વર્ય પામીને ઈશ્વરી શક્તિવાળા જરૂર થાય છે, પણ તે સૃષ્ટિનો નીચલો વ્યક્તિગત પરતંત્ર છેડો છે. વળી તે પૂર્ણ ઐશ્વર્યની અપેક્ષાએ અપૂર્ણ જ રહે છે; ત્યારે ઈશ્વરી ઈચ્છાથી પ્રકટ થયેલાં સ્વરૂપો એ સૃષ્ટિનો સમષ્ટિગત સ્વતંત્ર ઉપલો છેડો છે. તેમાં અપૂર્ણતાનો અસંભવ છે. માત્ર તે જગતની જરૂરીયાત પ્રમાણે જ યથા સ્વરૂપે ન્યૂનાધિક ઐશ્વર્ય દર્શાવે છે.

સ્વામિનારાયણ સંપ્રદાય જે પરિસ્થિતિમાં અને જે રીતે સ્થપાયો છે, તેનું કેવળ શુદ્ધ બુદ્ધિથી અપક્ષપાત અવલોકન કરતાં, તેના પ્રણેતા ભગવાન સ્વામિનારાયણના અદ્‌ભૂત અને અલૌકિક જીવનચરિત્રમાં સ્વાભાવિક અવગાહન કરવું પડે છે. આવું અવગાહન જેણે જેણે કર્યું છે, તેણે તેણે તેમના ચરણે ભક્તિપૂર્વક મસ્તક મૂકીને તેમને ઉપર્યુક્ત બીજા પ્રકારના અવતારી તરીકે ઓળખ્યા છે. જેમનો ઐતિહાસિક સમય માત્ર દોઢ સૈકા જેટલાં વર્ષોમાં સમાઈ જાય છે; જેના અવિરત ભ્રમણથી પડેલી પદરેખાઓ હજુ ગુર્જરભૂમિ પર તાજી છે; તેમજ જેમના જીવનને પ્રત્યક્ષ જોનાર, જીવતા કીર્તિસ્તંભ સમી વ્યક્તિઓ હજુ છેલ્લી વીશીમાં હૈયાત હતી; તેમનો ઐતિહાસિક દૃષ્ટિએ કંઈક પરિચય સાધીએ.

આપણી દૃષ્ટિમાં ૧૮માં સૈકાના ઉત્તરાર્ધને ખડો કરીએ. ઈ.સ. ૧૭૫૧માં પેશ્વાઈનું પુર છે. રાઘોબાએ ભગવો ઝંડો એ જ વર્ષમાં અટક આગળ રોપ્યો છે. ભાંગી પડેલી ખખડધજ મોગલાઈનાં હાડ વેરવિખેર પડ્યાં છે. એનો પરિતાપ જલતો રાખી, એનાં આનુષંગિક બળોને

એકત્ર કરવા અહમદશાહ અબ્દાલી અને તેના અનુચરો ધાર્મિક ઝનૂન પ્રેરી રહ્યા છે; ત્યારે પેશ્વાઈને સત્તાનું અને વિજયમદનું ઘેન ચડ્યું છે. પરિણામે પાણીપત્તની છેલ્લી લડાઈ જાગે છે. હિંદુ-મુસલમાન બળો એકત્ર થઈ ઝૂઝે છે અને હિંદુઓ પોતાના જ ઘરમાં પોતાનાં અનેક રાજ્યો અને અનેક સાધનોની હાજરીમાં પોતાના જ પ્રમાદે અને ઐક્યના અભાવે સખત હાર ખાય છે. પેશ્વાઈનો ગગનમાં ગયેલો મિનારો ધસી પડે છે ! આની અસર હિંદમાં થયેલાં બીજા કોઈ પણ રાજ્યપરિવર્તન કરતાં વિચિત્ર પ્રકારની થાય છે, મોગલ સ્થિરતાના ત્રણ સૈકા પછીના ઉકળાટનો એ આખરી ફેંસલો થતાં સમગ્ર હિંદમાં રાજ્યપ્રકરણી તેમજ સામાજિક અરાજકતા ફેલાય છે. પાછી પડેલી પ્રજામાં સ્વાભાવિક રીતે મિથ્યાભિમાન, દંભ, વહેમ અને તેને પરિણામે દુરાચાર એવાં અનેક અનિષ્ટો ઉદ્ભવે છે. એ પ્રમાણે હિંદમાં મુસલમાની રાજ્યોની સ્થાપનાથી આવેલી પરાધીનતા અને તેનો સંસર્ગ, હિંદી રાજ્યોની સ્વાર્થીલી અને સંપહીન દશા તથા પાણીપતની છેલ્લી લડાઈનો જબરો ફટકો; એ ત્રણ બાબતોએ આર્ય પ્રજાના નૈતિક અને ધાર્મિક ખમીરને બહુ જ હળવું કરી નાખ્યું હતું. આ સમયનું સામાજિક ચિત્ર આપતાં કવિવર નિષ્કુળાનંદ મુનિ બદરીકાશ્રમમાં મળેલા ઋષિઓને મુખે નરનારાયણની સમક્ષ નીચેની હકીકત રજૂ કરે છે...

"ત્યારે મુનિ બોલ્યા જોડી હાથ, આવ્યા ભર્તખંડ જોઈ નાથ,
ત્યારે નારાયણ કહે ઋષિ ! સર્વે મારી પ્રજા છે ખુશી ?
ચારે વર્ણ ને ચારે આશ્રમ, સહુ વર્તે છે પોતાને ધર્મ ?
ભક્તિ ધર્મ જ્ઞાન ને વૈરાગ, એહ પર કેવો અનુરાગ ?
જેમ હોય તેમ કહો મુનિ, ભર્તખંડનાં મનુષ્ય સહુની.
એવાં સૂણી પ્રભુજીનાં વેણ, સર્વે ઋષિએ ઢાળિયાં નેણ,
આવ્યાં નયણે નીર ભરાઈ, અતિ શોક વ્યાપ્યો ઉરમાંઈ,
થઈ ગદ્ગદ્ કંઠે ગીરા, પછી બોલિયા છે રહી ધીરા,
સૂણો નારાયણ નરભ્રાત, એની અમે ન કહેવાય વાત.
ચારે વર્ણ ને ચારે આશ્રમ, તેણે ત્યાગી દીધા નિજ ધર્મ,
અસત્ય ગુરુએ અવળું બતાવી, દીધો અધર્મ ધર્મ ઠેરાવી;
રાજા ઉન્મત્ત થઈ અપાર, કર્યો સત્ય ધર્મનો સંહાર,
આપે પાપ કરે અણલેખે, તેમ પ્રજા કરે દેખાદેખે;
નરનારી નિયમમાં નથી, કૈયે તેની ભુંડાઈ શું કથી ?

.... .... ....

વળી કહે છે અતિ વાધ્યો અધર્મ, ભ્રષ્ટ થયાં છે વર્ણ આશ્રમ;
રાજા પ્રજા તજી સત્ય રીતિ, આપ સ્વાર્થે કરે છે અનીતિ;
ત્યાગી ગૃહી તજી નિજ ધર્મ, વિષય સારુ કરે છે વિકર્મ;
નરનારી અપાર છે કામી, કરે ગોત્રમાં ગમન હરામી.

.... .... ....

જેવા એ દેવ નર અભાગી, તેવી પત્નીયું તેને મળી,
ધર્મનો અતિ દ્વેષ કરવા, વડો આગ્રહ માંડ્યો વળી.
કહે દેવ પિતૃ-શ્રાદ્ધમાં, મદ્ય માંસ જેવું કાંઈ નથી,
જો ઈચ્છો ચિર ફળ પામવા, તો પૂજજો સહુ એહથી,
જિજ્ઞાસુ જીવ જગતમાં, દૈવી સર્ગના જે હતા,
તેને એવો ઉપદેશ આપી, પાપીએ કર્યા પાપ કરતા.
ધર્મનો ઓટ લઈ અધર્મી, ધીરવી ધન નારી હરે,
શાસ્ત્રના અર્થ ફેરવી, પ્રેરે જેમ પોતે કરે !
કહે વેદમાં એહ ભેદ છે, પશુ મારી કરવો જગનને,
વામ વારુણી સંગ વિના, નહિ પામો આત્મદર્શનને.
પોતાના ઈષ્ટદેવ મંદિરમાં, દિયે પરત્રિય ઋતુદાન જો,
એહ તુલ્ય કોઈ પુણ્ય નહિ, એહ મોટો ઉપકાર માનજો.
એવી રીતે અસુર નર, ધર્મનું ખંડન કરે;
વેર છે જેને કૃષ્ણ શું, એવે આદરે અહોનિશ ફરે !

.... .... ....

દ્વિજ કુળે જેણે તન ધર્યાં, તે મકાર માહાત્મ્ય કહે કથી,
'મદ્ય માંસ મૈથુન જેવું, કલ્યાણ અર્થે કોઈ નથી'

કહે, વેદમાં એહ ભેદ છે, વળી ભ્રષ્ટ ભક્તિ છે ભલી,
અણસમજુ એમ જાણે જે, આ વણસી ગયા વટલી !

.... .... ....

નરપતિ કુમતિ અતિ, પરપત્નીને પરાણે હરે;
પ્રજા પીડે પાપી અતિ, ગતિ પારકા ઘરમાં કરે !
વિના વાંકે વાંક દઈને પ્રજાને પીડે ઘણું,
પ્રપંચ કરે ધન હરે, એમ કરે વિત્ત આપણું,
સબળ નિર્બળ ન્યાયમાં, અધર્મને આગળ કરે,
લાંચ લઈ, દોષ દઈ, ન્યાયનો અન્યાય કરે.
વેદ શાસ્ત્ર સંતની વળી, અંતરમાં દાઝે અતિ.
પાપ કરતા ધન હરતા, રમતા પરનારી સંગે,
કપટી લંપટી કૂડાબોલા, ગુહ્ય વારતા એવા સંગે,
પ્રભુપણું પોતામાં પરઠી, કૃષ્ણ સમ કીર્તિ ગમે,
રમણીને કહે રાધિકા, રસિયા થઈ પોતે રમે !

.... .... ....

વળી વૈશ્ય જાતિમાં, અસુર નર જે અવતર્યા,
વિશ્વાસઘાતી લખે પાતી, કૂડ કપટ દગે ભર્યા.
છળ કળ ને છેતરવું, દેશ ભાષાની જાણે કળા,
ધર્મમાં નહિ ઢૂંકડા, અધર્મ કરવા ઉતાવળા.
શૂદ્રમાં સંતાઈ રહ્યા, દૈત્ય દાનવ દગે ભર્યા,
કૃષ્ણ શું ક્લેશ કરવા, કૈક એમાં અવતર્યા.
અતિ પાપી માંસ સુરાપી, મારે પશુ વન ગામનાં,
ખર સૂકર કૂકર કપિ, કરિ ચકા સમ કામના.
જેવા વર્ણ તેવા જ આશ્રમ, પાપીના પાપી ગુરુ;
અધર્મને મહા ધર્મ માન્યો, વાત તેની હું શું કરું ?
બ્રહ્મચારી ભંગી નવલરંગી, સંગી ધન નારી તણા,
પંચકેશો ફરે વિદેશે, પીએ પ્યાલા મદ્યના ઘણા.
ગૃહી અતિ નિર્દય થઈ, અભ્યાગતનું અપમાન કરે,
અન્ન ન આપે સામું સંતાપે, પેટ કુટુંબનું પોતે ભરે.
વાનપ્રસ્થ વિશ્વમાંહીં, ધર્મ કોઈ ધારતું નથી,
અતિ કામી લૂણહરામી, પાપી પરદારા પથી.
થઈ સંન્યાસી ફરે ઉદાસી, પ્યાસી પૈસા નારના,
કરી કાષાંબર સુંદર અંગે, હૈયે ભર્યા હિંગારના.
મતિ મેલી અતિ ફેલી, શેલી ભૂંસી સિદ્ધ થયા,
ધર્મહીણા બુદ્ધિક્ષીણા, દલમાં ન મળે દયા.

અતિ પાપી પલ સુરાપી, ગર્ભ ગાળે વળી નારના,

એવા જગમાં સાધુ કાઢવે, તે શબ્દ ઘા તરવારના !

.... .... ....

નામ વૈરાગી વૈરાગ નહિ, વાટે ઘાટે વસ્યા જઈ,
ગુરુ થઈ દંભ ફૂંક દઈ, એમ જીવ ઠગ્યા કઈ !
ખબરદાર ખાનપાનમાં, દામ વામના ભૂખ્યા ભમે,
એવા અસુર ગુરુ થઈ, ધર્મને અહોનિશ દમે.
ભલું કુળ બ્રાહ્મણ તણું, જેમાં સદ્‌ગ્રંથ અતિ નિર્મળા,
તેમાં અસુર અવતરી, કર્યા ગ્રંથ અર્થ અવળા.

.... .... ....

પુષ્ટિ કરવા પાપની, નવા ગ્રંથ નીપજાવિયા,
સંસ્કૃત પ્રાકૃત શબ્દે, જીવ બહુ ભરમાવિયા !
એવે પાપે કરી પૃથ્વી, વારંવાર કંપે વળી.
સત્ય ધર્મ તીર્થ દેવતા, પામ્યાં પીડા સહુ મળી.
પડે દુષ્કાળ બહુ દામની, ચાલે વાયુ વેગે વૃક્ષ પડે,
એવા ઉપદ્રવ અતીશે, પ્રાણધારી સહુને નડે !

.... .... ....

ઉપર પ્રમાણેની સામાજિક પરિસ્થિતિમાં અધર્મ અને અનીતિનાં તત્ત્વો પ્રબળ થઈ પડ્યાં હતાં. હસ્તલિખિત પ્રાચીન સત્શાસ્ત્રોને નાશમાંથી બચાવવા સજ્જનો તેને સંતાડી રાખતા હતા; ત્યારે દુર્જનો તેના અનર્થ કરીને અથવા તો બીજાં નવાં લખાણો ઉમેરીને અસત્શાસ્ત્રો ઉપજાવતા હતા ! એટલું જ નહિ, પણ સજ્જનો સાથેના સ્વાભાવિક વૈરથી દુર્જનોએ તેમને સંતાપવામાં પણ કમર કસી હતી ! ધાર્મિક કે નૈતિક જીવન ગાળનાર વ્યક્તિ ઉપર અનેક પ્રકારનાં કષ્ટો સાથે અપવાદોની પરંપરા દુષ્ટ લોકો તરફથી આવવા લાગી. આ સમયે પેશ્વાઈની ભરજુવાની હતી. તે સાથે તેના મદછકયા રાગરંગને સમાંતરે સામાજિક

મિથ્યાચાર પણ પ્રસરતો જતો હતો. ઈ.સ. ૧૭૪૦માં પહેલો બાજીરાવ પેશ્વા મરણ પામ્યો, તે પહેલાં એક વર્ષે ઈ.સ. ૧૭૩૯માં નાદીરશાહે સવારી કરી મરવા પડેલી મોગલાઈને છેલ્લો ફટકો માર્યો. બે માસ સુધી લૂંટફાટથી પાયમાલી કરી, ૩૨ કરોડ રૂપિયાની મિલકત ઉપાડી ગયો અને કતલ ચલાવી ૩૦ હજાર હિન્દીવાનોને ઘાંસની પેઠે કાપી નાખ્યા.

આવા વિષમ સમયમાં અયોધ્યામાં બ્રાહ્મણ કુળમાં અજય નામે વિપ્રને ઘેર એક મહાપુરુષનો જન્મ થયો, જે મોટી ઉંમરે સ્વામિનારાયણ સંપ્રદાયના પ્રથમ ગુરુ રામાનંદ સ્વામીને નામે પ્રસિદ્ધ થયા. તેમણે અધર્મના વાતાવરણથી અકળાઈને બારેક વર્ષની વયે અભ્યાસ અને તીર્થાટનને નિમિત્તે ઘર છોડ્યું, અને તે સદાને માટે છોડ્યું. સદ્‌ગુરુની શોધમાં ફરતાં કાઠિયાવાડ ઢૂંઢી વળ્યા. તેમાં તેમને શેત્રુંજી નદીને કિનારે તળાજા ગામમાં કાશીરામ શાસ્ત્રી પાસે સંસ્કૃત ગ્રંથોનો સારો સંગ્રહ હતો તેનો લાભ મળ્યો. તેમજ રાજકોટ નજીક ત્રંબા ગામમાં આત્માનંદ સ્વામી નામના બ્રહ્મનિષ્ઠ સંન્યાસીનો મિલાપ થયો. તેની પાસે કંઈક સ્થિર થયા, પણ તેના નિરાકાર અદ્વૈત તત્ત્વમાં તેમને શાંતિ ન થઈ. તેથી ફરી અટન શરૂ કરી દક્ષિણમાં શ્રી રામાનુજાચાર્યની જન્મભૂમિમાં આવ્યા. ત્યાં તેને શાંતિપ્રદ દીક્ષા પ્રાપ્ત થઈ. ત્યાર પછી તેમણે વૃંદાવન જઈ શ્રીકૃષ્ણની આરાધના કરી. ત્યાં તેમને ઈશ્વર દર્શન થયું અને સદુપદેશ પ્રચારવાની આજ્ઞા થઈ, તેથી તે કર્તવ્ય સ્વીકારીને તેમણે કાઠિયાવાડમાં આવી સદ્ધર્મનો પ્રચાર શરૂ કર્યો.

આ રામાનંદ સ્વામીના જન્મ પછી એક જ વર્ષે ઈ.સ. ૧૭૪૦માં અયોધ્યામાં એ જ જ્ઞાતિમાં દેવશર્મા નામે પરમ ધાર્મિક પુરુષ જન્મ્યા, જે પાછળથી હરિપ્રસાદ અથવા ઉત્કટ ધાર્મિક વૃત્તિને લીધે ધર્મદેવને નામે ઓળખાયા. તેમને પ્રેમવતી એવા સાર્થક નામવાળા અતિશય પ્રેમ, ભક્તિ અને સદાચરણશીલ પત્ની મળ્યાં. જે પાછળથી ભક્તિદેવી નામે પ્રસિદ્ધ થયાં. આ દંપતી તે જ ભગવાન સ્વામિનારાયણના માતાપિતા. લગ્ન પછી ધર્મદેવ છપૈયા નામે અયોધ્યાથી નજીકના ગામમાં રહેવા ગયા હતા. એ સમયમાં મદ્ય, માંસાહાર અને બીજા અનેક દુરાચારોનું સેવન કરનારા અને અનેક મલિન ઉપાસનાના આડંબરથી ધર્મને નામે અધર્મ વધારતા દુર્જનોનો નિરંકુશ સ્વેચ્છાચાર ખૂબ વધી પડ્યો હતો.

ધર્મદેવની ૭ વર્ષની ઉંમરે અફઘાનિસ્તાનમાંથી નાદિરના સરદાર અહમદશાહ અબ્દાલીએ હિંદ પર પ્રથમ આક્રમણ કર્યું. તેણે કરેલા પાંચ હુમલા પૈકી ત્રીજા હુમલામાં તો દિલ્હી શહેર અને મથુરાનાં પવિત્ર મંદિરો લૂંટાઈને સાફ થઈ ગયાં અને ઉપરાંત ઘણાં સ્ત્રી-પુરુષોને ગુલામ તરીકે તે ઉપાડી ગયો.

આ વખતે ધર્મદેવની ઉંમર ૧૬ વર્ષની હતી અને હિંદની સ્થિતિ જેમ કોઈ શબને શ્વાન, શિયાળ, કાગડા, કૂતરાં અને ગીધ ભેગાં મળી ભક્ષ માટે ચૂંથતા હોય તેવી હતી. પ્રજાની કે પ્રજાના પ્રાણતત્ત્વની વિડંબનાની સીમા ન હતી. રાજ્યમદમાં ઘેલી બનેલી અને રાગરંગમાં ફસેલી પેશ્વાઈ આંખો મીચીને ધસ્યે જતી હતી ! તેણે આંધળિયા કરીને અટક આગળ ઝંડો તો રોપ્યો, પણ પ્રજાને કે રાજ્યને થાળે પાડવાનું કાર્ય કર્યું ન હતું. બીજી બાજુએ યૂરોપી પ્રજાઓ પરસ્પર ઝઘડતી અને દાવપેચ કરતી, હિંદના જીવતા શબ જેવા શરીરમાંથી ભૂખ્યાં ગીધની પેઠે લોચા તોડી રહી હતી, ત્રીજી તરફથી રાજ્ય ગુમાવીને નિષ્પ્રભ બનેલી મુસલમાન પ્રજા પાછી ઉપર આવવા અનેક ઉદ્યમો કરી રહી હતી; અને પોતાના વીર્યમાંથી પ્રાચીન ખમીર ગુમાવી બેઠેલા દેશી રાજાઓ કુસંગ, ક્લેશ, કુટિલતા અને દુરાચારના ભોગ બન્યા હતા. આવી અરાજકતાની અસર પ્રજા ઉપર કેટલી માઠી થાય તે સમજી શકાય તેવું છે. દગાફટકા, વિશ્વાસઘાત, ચોરી, લૂંટફાટ અને નિરંકુશ દુરાચારના તાણાવાણા જનતાના અંતરમાં વણાઈ રહ્યા હતા. ભોળી પ્રજાને ફસાવવા માટે વહેમ, પાખંડ અને મંત્રજંત્રના ઈજારદાર જેવા અનેક મતપંથના પ્રચારકોએ આર્યભૂમિને નરક જેવી બનાવી દીધી હતી. આ પરિસ્થિતિનો લાભ પાંચમી વાર હુમલો કરી ઈ.સ. ૧૭૬૧માં અહમદશાહ અબ્દાલીએ લીધો. પાણીપતની છેલ્લી લડાઈમાં હિંદમાં શેષ રહેલી થોડીઘણી ધગશ એકઠી થઈ, પણ પેશ્વાઈને તેનો ઉપયોગ ન આવડ્યો, તેથી એવો ફટકો લાગ્યો, કે હિંદની રાજ્ય ક્ષત્રી કોમના સાંધા ઢીલા થઈ ગયા. તેનો લાભ પરદેશી પ્રજાએ બરાબર ઉઠાવ્યો અને હિંદી પ્રજાત્વના વિનાશનો મુખ્ય પાયો

અહીંથી નંખાયો.

દુભાયેલી, કચરાયેલી અને સત્ત્વહીન થયેલી પ્રજાની નિરાશા ભરેલી દુઃખદ સ્થિતિનો લાભ લેનારા વંચકો વધી પડે છે; એ રીતે મંત્રતંત્ર અને દેવદૂગરાંના ચમત્કાર કરનારા, વહેમને પોષનારા, અનેક પ્રકારની ઉપાસનાથી સિદ્ધિ કરી આપનારા, એવા ધર્મઠગોની ફોજો નીકળી પડી. પડતી દશામાં મોળી પડતી સાચી ધાર્મિક શ્રદ્ધાનો એ લોકોએ પુષ્કળ ગેરલાભ લેવા માંડ્યો. બહુ કંટાળેલા માણસને જેમ જુદાં જુદાં વ્યસનો જલદી આકર્ષી લે છે, તેમ ચારે તરફથી હીણાતી આર્ય પ્રજાને અનેક ધર્મઠગોએ સુખ અને મોક્ષનાં બહાનાં નીચે અનેક મિથ્યાચારોમાં દોરવા માંડી. આવી પરિસ્થિતિમાં કોઈ શુદ્ધ આચરણ કરે, તો દુષ્ટોને પોતાના વર્તનની વિરુદ્ધ એ ખટકે જ.

ધર્મદેવે જ્યારે પોતાના પવિત્ર આચરણથી લોકોનાં ચિત્ત આકર્ષ્યાં, ત્યારે દુષ્ટોએ તેજોદ્વેષથી તેમનો પરાભવ કરવાના અનેક પ્રયત્નો કર્યા. રાત્રે ધાડું પાડી, ઘરનું બધું જ લૂંટી જઈ, સવારે પાછા તે જ લોકો મહેમાન થઈને ઘેર આવે ! ધર્મદેવ નિષ્કંચન થયા પછી પણ કોઈ પ્રકારે વસ્તુઓ મેળવીને તેનું આતિથ્ય કરે ! એ સિવાય અનેક પ્રકારે પ્રતિદિન ઉપદ્રવો થવા લાગ્યા; તેથી ધર્મદેવે એ પરિસ્થિતિમાંથી બચવા માટે છપૈયાનો નિવાસ તજી ફરી અયોધ્યામાં સ્થિરતા કરી. ત્યાંથી તેમણે ધર્મલાભ માટે કેટલીક યાત્રાઓ કરી, તેમાં તેને રામાનંદ સ્વામી પણ મળી ગયેલા. એ મિલાપ બહુ સુખદાયક હતો. સળગતા દાવાનળમાં જેમ કોઈ વિશ્રામ સ્થાન મળી જાય અથવા તો લાંબા વિયોગ પછી વહાલાં સગાં મળે, તેમ ધર્મદેવને તે રામાનંદ સ્વામીને મળતાં થયું. તેઓશ્રીની પાસેથી તેમણે દીક્ષા પણ લીધી. ત્યારબાદ તેમણે વૃંદાવન જઈ કૃષ્ણનું આરાધન અતિ ઉત્કટ ભાવે કર્યું. ત્યાં તેમને પરમાત્માનો સાક્ષાત્કાર થયો અને શ્રીકૃષ્ણે તેમને ઘેર અવતારનું વરદાન આપ્યું. વરદાન લઈને વળતાં એ ધાર્મિક દંપતી જંગલમાં ભૂલા પડ્યાં; ત્યાં તેમને ચિરંજીવી ગણાતા દ્રોણપુત્ર અશ્વત્થામાનો મેળાપ થયો. પૂછપરછ કરતાં શ્રીકૃષ્ણનું વરદાન પામેલાં જાણી તે શ્રીકૃષ્ણનો જૂનો વૈરી કોપ્યો; અને તેણે શાપ આપ્યો કે કૃષ્ણ અવતરશે, તો તે હાથમાં હથિયાર નહિ ઝાલે; અને હથિયાર વિના શત્રુને મારી શકાશે નહિ. કદાચ તેઓ હથિયાર હાથ લેશે, તો તે વડે શત્રુને જીતશે નહિ. આ શાપમાં નિઃશસ્ત્ર હિંદને માટે શસ્ત્રહીન અહિંસક લડાઈનું સૂચન લગભગ પોણા બસો વર્ષ પૂર્વે થયું છે !

ધર્મદેવ અને ભક્તિદેવી ત્યાર પછી અયોધ્યામાં આવી રહ્યાં. પરંતુ અસુર લોકોનો ઉપદ્રવ તો ચાલુ જ હતો; છતાં તેમણે સર્વ કષ્ટો સહન કરીને પોતાના સદાચરણથી દૈવી જીવોને આકર્ષવા માંડ્યા. એથી એમની આસપાસ ધર્મભાવનાશીલ અને સદાચરણીજનોનું એક મંડળ રચાયું. જેમ ધર્મદેવ પુરુષ વર્ગને ઉપદેશ અને ધાર્મિક દીક્ષા આપતા હતા, તેમજ ભક્તિદેવીએ પણ સ્ત્રીવર્ગમાં ધાર્મિકતાનું વાતાવરણ પેદા કર્યું. આ પ્રકારે અસુરજનોના અનેક ઉપદ્રવો વચ્ચે ધર્મપાલન અને ધર્મપ્રચારની કઠિન તપશ્ચર્યાના લાંબા સમયને છેડે ઈ.સ. ૧૭૮૧ની સાલનો એક મહાન દિવસ નજીક આવતો જતો હતો.

સને ૧૭૮૦ના અંતમાં યૂરોપમાં ઈંગ્લાંડની સ્થિતિ સંબંધી લેકી નામનો ઈતિહાસકાર લખે છે કે, “ઈ.સ. ૧૭૮૦ના અંતમાં વસ્તુસ્થિતિના રૂપથી ગમે તેવો અંગ્રેજ રાજપુરુષ ગભરાય જાય એવું હતું. યૂરોપમાં ઈંગ્લાંડ તદ્દન એકલું પડી ગયું હતું.” હિંદમાં પણ યૂરોપી પ્રજાઓ તથા દેશી રાજાઓ સાથેના

ઝગડામાં તેની સત્તા ત્રાજવાનાં પલ્લાં પેઠે ઝોકાં ખાતી હતી. આ પરિસ્થિતિમાં સને ૧૭૮૧માં એકદમ પલટો આવ્યો.

પોર્ટોનોવો આગળ હૈદર હાર્યો અને કર્ણાટકમાં બ્રિટિશ સત્તા જીતી તથા પેશ્વા સાથે પણ મનગમતા કરારો થવા માંડ્યા. યુરોપમાં પણ ઈંગ્લાંડે છુટકારાનો દમ ખેંચ્યો. તે જ માસમાં એટલે કે સને ૧૭૮૧ના એપ્રિલની ત્રીજી તારીખે (સંવત્ ૧૭૩૭ના ચૈત્ર સુદ ૯ની રાત્રે) ધર્મદેવને ઘેર ભગવાન સ્વામિનારાયણનો જન્મ થયો. નિષ્કુળાનંદ મુનિ કહે છે કે,

"ત્યાં તો જણાણો તેજ અંબાર રે, દીઠા ઘનશ્યામ તે મોજાર રે" તે સમયે ભક્તિદેવીએ એક મોટો તેજનો સમૂહ જોયો અને તે તેજમાં મનોહર ઘનશ્યામ મૂર્તિનાં તેમને દર્શન થયા ! ભગવાન સ્વામિનારાયણના સમગ્ર જીવનમાં તેમનાં દર્શનથી અગર તો સ્મરણથી આવો સચ્ચિદાનંદ - ઘન પ્રકાશ જેને બ્રહ્મજ્યોતિ કહેવામાં આવે છે, તે અનેક મનુષ્યોએ જાગ્રતમાં અથવા સમાધિસ્થ સ્થિતિમાં વારંવાર અનુભવ્યો છે. આ એક અલૌકિક વિશિષ્ટતા ખાસ લક્ષ ખેંચે છે.

આ પ્રાદુર્ભાવની અસર દૈવી જીવો ઉપર સ્વાભાવિક થઈ. તેમનાં હૃદય પ્રસન્ન થયાં અને આસુરી મનુષ્યોના દિલમાં અકારણ સંતાપ પેદા થયો. તે એટલે સુધી કે તેવા લોકો આ બાળકોના નાશ કરવાની ધમાલમાં પડ્યા ! બાળકની છઠ્ઠીને દિવસે જ એક કાલિદત્ત નામના દુષ્ટ માણસે મલિન પ્રયોગ દ્વારા તેમનું હરણ કરાવ્યું. પરંતુ હરણ કરી જનાર કૃત્યાઓ બાળકના અલૌકિક પ્રતાપથી ધ્રૂજી ગઈ અને મારી શકી નહિ ! માતાપિતાએ આ બાળકનું નામ 'ઘનશ્યામ' રાખ્યું. તેમની ૩ વર્ષની વયે ગર્ભના કેશ ઉતારવાના ઉત્સવની ધમાલમાં, કેટલાક બાળકો ઘનશ્યામને માતાના કહ્યા સિવાય, ગામ બહાર અમરાઈ જેવી વૃક્ષ ઘટામાં રમાડવા લઈ ગયાં. તે તકનો લાભ લઈ કાલિદત્તે જાતે તેને હણવાનો છેલ્લો પ્રયત્ન કર્યો; પરંતુ ઘનશ્યામની દૃષ્ટિ સાથે તેની દૃષ્ટિ મળતાં તેને એવી કોઈ ચોટ લાગી, કે તે ભ્રમિત થઈને આથડતો સઘન વૃક્ષોમાં પટકાઈ પટકાઈને મૂઓ.

આવા અનેક ઉપદ્રવોથી ત્રાસીને જ ધર્મદેવ પાછા અયોધ્યામાં આવીને વસ્યા હતા. બાળક ઘનશ્યામનો પ્રતાપ સર્વ કોઈને અલૌકિક ભાસવા લાગ્યો. તેઓ પાંચ વર્ષના થયા ત્યારે પિતાએ ભણાવવાનું શરૂ કર્યું. તેમણે પાંચ સાડાપાંચ વર્ષ જેટલા સમયમાં અદ્ભૂત રીતે ગહન શાસ્ત્રોના અભ્યાસ સુધીનું જ્ઞાન મેળવી લીધુ ! તેમણે પોતાના અભ્યાસના નિષ્કર્ષરૂપ સત્શાસ્ત્રોના ચાર સાર (૧) શ્રીમદ્ ભાગવતમાંથી દશમ અને પંચમ સ્કંધ(૨) મહાભારતમાંથી વિષ્ણુસહસ્રનામ અને વિદૂરનીતિ (૩) યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ (૪) સ્કંદ પુરાણમાંથી વાસુદેવ માહાત્મ્ય કાઢી તેનો હસ્તલિખિત ગૂટકો કરી લીધો. ઘનશ્યામની અનેક રીતે અલૌકિકતા, પ્રતિભા, કમનીયતા, બુદ્ધિ, શારીરિક સૌંદર્ય વગેરેથી જે જે તેમને જોતાં તે સર્વે મુગ્ધ થતાં હતાં. એટલું જ નહિ પણ તેમના પર બળાત્કારે પ્રીતિ કરવા પ્રેરાતા હતાં. ગોકુળના ગોપીજનવલ્લભ બાલકૃષ્ણની પેઠે ઘનશ્યામ પણ અયોધ્યાનાં સુજનોને આનંદપ્રદ થઈ પડ્યા હતા. તેવી જ રીતે દુષ્ટજનોના દ્વેષનું પણ પાત્ર બન્યા હતા.

ઘનશ્યામ એકલા બહાર જવા જેવડા થયા, ત્યારથી અયોધ્યાનાં દેવમંદિરોમાં અચૂક જતા; વ્રત, નિયમ વગેરેથી ખૂબ તપશ્ચર્યા કરતા અને દેવની પ્રાર્થના એક ચિત્તે કરતા. ધર્મમાં પેસી ગયેલા સડા જોઈને તે વારંવાર કમકમી ઊઠતા. પોતાના બે મલ્લમિત્રો દીનાસંગ અને ભવાનીસંગ પાસેથી કુસ્તીની કળા અને શારીરિક બળ મેળવતા પણ વિરોધીઓ તેમનો ઘાત કરવા તાકી રહેતા. ઉંમરના ૧૧માં વર્ષે એવા દ્વેષીઓનું એક ટોળું તેમનો ઘાત કરવા ચડી આવેલું. નિષ્કુળાનંદ મુનિ લખે છે, કે...

અતિ કાળાને બહુ કરૂર રે,
ભર્યો ક્રોધમાંહી ભરપૂર રે;
મોટી દાઢીયું ને માથે વાળ રે,
ભૂરા લંબૂરા વડા વિકરાળ રે;
રાતી આંખ્યું ને આયુધ હાથ રે,
આવ્યા જિયાં બેઠા હતા નાથ રે,
વેષ વૈષ્ણવી પણ અસુર રે,
મનમાં છે માર્યાનું જરૂર રે;
આવી ઉગામ્યાં આયુધ શઠે રે,
ત્યાં તો નજર કરી નીલકંઠે રે;

પામ્યા મોહ પરસ્પર એહ રે,
મૂઆ લડી માંહોમાંહે તેહ રે !

આવા સામાજિક અને ધાર્મિક દુરાચારો અને અત્યાચારોએ ઘનશ્યામના દિલમાં એટલી તો તીવ્ર અસર ઊપજાવી કે, તેમણે પોતાના અવતારના મુખ્ય કર્તવ્ય તરીકે ધાર્મિક અને સામાજિક સુધારણા કરવાનો સંકલ્પ દૃઢ કરવા માંડ્યો અને આને પરિણામે તેમનું ચિત્ત જગતના રાગરંગ, ખાનપાન કે બીજી મોહક બાબતો તરફ સ્વાભાવિક ઉદાસ રહેવા લાગ્યું. તેમની આ સ્થિતિનું નિદાન તેમના ધાર્મિક પિતાએ કરી લીધું અને પોતાના મૃત્યુ સમયે મોટા પુત્ર રામપ્રતાપ તથા નાના પુત્ર ઈચ્છારામને પાસે બોલાવી આ વચેટ ઘનશ્યામની ભલામણ કરી કે આમને વૈરાગ્યને લીધે પોતાના શરીરની સંભાળ નથી, તો તમે તેને સાચવજો. તેમનું ચિત્ત સંસારમાં આસક્ત નથી, એટલે તેમને ઉદાસ થવાનું કારણ દેશો નહિ.

ઘનશ્યામની ૧૦ વર્ષની ઉંમરે માતાનું અવસાન થયું; અને ત્યાર પછી છએક માસે પિતાએ પણ દેહ મૂક્યો. માતા-પિતાના જીવનના છેલ્લા સમયમાં ઘનશ્યામે અતિ પ્રેમપૂર્વક સેવા કરી, એટલું જ નહિ પણ જ્ઞાનદૃષ્ટિથી તેમનાં ચિત્તને અત્યંત પ્રસન્ન કર્યાં. હવે માતાપિતા પ્રત્યેનું કર્તવ્ય પૂર્ણ થતાં જ પોતે જે સંકલ્પ ઉગ્રપણે દૃઢ કરી રાખ્યો હતો તેને અમલમાં મૂકવા તત્પર થયા.

સંવત્ ૧૮૪૯ના અષાઢ સુદ ૧૦ (તા. ૨૯-૬-૧૭૯૨, શુક્ર)નો દિવસ આવી પહોંચ્યો. ઘનશ્યામ નિત્યનિયમ તરીકે દરરોજ સવારે બ્રાહ્મમુહૂર્તમાં સરયૂ ગંગામાં સ્નાન કરવા જતા. તે રીતે આજે પણ નીકળ્યા. પરંતુ આજનું સવાર અપૂર્વ ઐતિહાસિક મહાભિનિષ્ક્રમણનું હતું. તેમણે ઘરમાંથી નીકળતાં પોતાની સાથે નીચેની વસ્તુઓ લીધી, 'કૌપીન તથા તેનું આચ્છાદન વસ્ત્ર, મુંજાની કટિમેખળા, દંડ, મૃગચર્મ, જળપાત્ર, જળગળણું, ભિક્ષાપાત્ર, શાલિગ્રામ અને બાલમુકુંદનો બટવો, જપમાળા તથા ચાર સત્શાસ્ત્રનો સાર જે હસ્તલિખિત ગુટકો તૈયાર કર્યો હતો તે.'

અષાઢ સુદ ૧૦નો ચંદ્ર અસ્ત થયા પછી પાછલી રાત્રિના અભ્રાચ્છાદિત નભના ઝાંખા અજવાળામાં નિર્મોહી ઘનશ્યામ ઘર તજી સરયૂને કિનારે આવી ઊભા. તેમનો વિચાર કોઈ હોડી મળી જાય, તો તેમાં સામે પાર નીકળી જવાનો હતો; પણ સંયોગવશાત્ તેમના દ્વેષીમાંહેનો કોઈ એક પાકો અસુરજન ત્યાં અચાનક આવી ચડ્યો. તેણે ઘનશ્યામને આ એકાંતસ્થળમાં ઓળખ્યા અને એકલા જ જોયા. આવી સરસ તક મળી. તેથી તેની વૈરવૃત્તિ સહસા ઊકળી આવી. બીજું કંઈ જ ન કરતાં તેણે પાછળથી આવી, અચાનક ગળે ઝાલી, ઘનશ્યામને ધક્કો માર્યો ! આથી તેઓ સરયૂ નદીના વહેતા અથાહ જળપ્રવાહમાં જઈ પડ્યા. નિષ્કુળાનંદ મુનિ લખે છે, કે...

"એવે સમે આવ્યો છે અસુર,
જાણ્યું મળિયો વેરી જરૂર;
તે તો ગડથલાવી ગળે ઝાલી,
નાખી પૂરમાં નીસર્યો ચાલી;
જળ અથાહ અગાધ વહે,
જે પડે તે જીવતો ન રહે;
મોટા મગરમચ્છ છે જેમાં,
જળઘોડા કાત્રણીઉં તેમાં;
જળસાપ ને કચલા કઈ,
મગરીયું રહી દોટું દઈ !
જેમાં જૂડ્યું જળોયું ચીતળ્યું,
મેળે નહિ નાનું મોટું મળ્યું.
એવાં જળજંતુ દુઃખકારી,
વહે નીર ભયાનક ભારી;

ઉઠે લેર્યું ભ્રમરીયું વળે,
માંહે લોઢ મોટા તે ઊછળે,
ચાલે પ્રચંડ વેગમાં પૂર,
તેમાં નાંખીને ચાલ્યો અસુર;
દીઠા દૂર લગી તો તણાણા,
પછી દુષ્ટને નવ દેખાણા.''

ઘનશ્યામ લગભગ દસેક કલાક તરીને ૧૨ ગાઉ જેટલે દૂર જંગલ જેવા પ્રદેશમાં બહાર નીકળ્યા. ત્યાંથી તેમણે ઉત્તર દિશાનો રસ્તો લીધો. નેપાળ, ભૂતાન અને હિમાલયના વિકટ પ્રદેશોમાં ફરી, આસામ અને બંગાળ વટાવી, જગન્નાથપુરીથી રામેશ્વર અને ત્યાંથી દક્ષિણ મહારાષ્ટ્ર વીંધી ગુજરાતમાં થઈને ૭ વર્ષે સં. ૧૮૫૬ના શ્રાવણ વદ ૬ (તા.૨૧-૮-૧૭૯૯)ના રોજ કાઠિયાવાડના દક્ષિણ કિનારા નજીક લોજ ગામે આવ્યા. પ્રવાસમાં તેમણે પોતાનું નામ 'નીલકંઠ બ્રહ્મચારી' રાખ્યું હતું.

ગૃહત્યાગ પછીનાં જે ૭ વર્ષ નીલકંઠે હિંદના પર્યટનમાં ગાળ્યા તેમાં તેમને અનેક શુભાશુભ અનુભવો થયા. તેમણે ઘણી સખત તપશ્ચર્યા કરી, અનેક યોગીઓ અને સિદ્ધોને મળ્યા. તેમાં એક ગોપાલયોગી નામના સિદ્ધ પુરુષ પાસે ૧ વર્ષ શિષ્યભાવે રહી સમગ્ર અષ્ટાંગયોગ સિદ્ધ કરી લીધો; આસામ અને બંગાળ તરફના કેટલાક મહામાંત્રિકોનો પોતાના પ્રતાપથી પરાભવ કર્યો, અનેક સ્થળે ધર્મની દાંભિક પ્રવૃત્તિઓ ઉઘાડી પાડીને સન્માર્ગ દર્શાવ્યો. જગન્નાથપુરીમાં બે માસ રહ્યા, તે સમયે આ બાલબ્રહ્મચારીને શિષ્ય તરીકે મેળવવાની ઈચ્છાને કારણે ત્યાં ડેરા જમાવીને પડેલાં અને મહાતામસી ખાખીઓના ઝુંડમાં વૈમનસ્ય થયું, તે તેમના અત્યંત ક્રોધી સ્વભાવને લીધે એકદમ જ વધી પડ્યું. પરિણામે સશસ્ત્ર બાવાના ઝુંડે પક્ષમાં વહેંચાઈ જઈ યુદ્ધે ચડ્યાં. ઘણા દિવસો સુધી પ્રચંડ ધીંગાણું મચ્યું. તેમાં આશરે ૧૦ હજાર ખાખી મૂઆ હતા.

આ સાત વર્ષના ગાળામાં બીજા દેશોમાં અનેક ઉથલપાથલ થઈ. યૂરોપમાં ફ્રેંચ રેવોલ્યુશનથી રેડાયેલાં લોહી હજૂ સૂકાયા ન હતાં. ટીપુએ પોતાનું અડધું રાજ્ય ૩ કરોડ રૂપિયા માથે મૂકીને બ્રિટીશ સત્તાને સોંપ્યું હતું. દેશી રાજાઓને નિસ્તેજ કરી બ્રિટીશનો સૂર્ય ચઢતો આવતો હતો. ગવર્નર જનરલ સર જનશોરની શિથિલ નીતિથી માથું ઊંચકી ઊભા થયેલા દેશી રાજાઓને લોર્ડ વેલેસ્લીએ સહાયકારી સૈન્યની પદ્ધતિથી નમાવી દીધા હતા.

કાઠિયાવાડના લોજ ગામમાં રામાનંદ સ્વામીના સુપાત્ર સાધુઓ રહેતા હતા, તેનો સુખદ પરિચય નીલકંઠ વર્ણીને થયો અને ત્યાં તેઓ સ્થિર થયા. રામાનંદ સ્વામી જે પ્રથમથી સદ્ધર્મનો પ્રચાર કરતા હતા, તે પોતાના શિષ્યોને હરવખત કહેતા કે, ''હું તો ડુગડુગી વગાડનાર છું, પણ ખરો રમનાર નટ તો પાછળ આવે છે.'' જ્યારે નીલકંઠ તેમને મળ્યા, ત્યારે તેમને અતિપૂજ્યભાવે સત્કાર્યા અને પોતાના શિષ્યવર્ગમાં પોતે જેની આગાહી કરતા હતા તે જ આ છે, એ રીતે ઓળખાણ કરાવી. નીલકંઠને પણ અહીં ચિત્તમાં શાંતિ થઈ; ધાર્મિક વાતાવરણ ગમ્યું અને સ્થિર થયા. રામાનંદ સ્વામીએ તેમને પોતાની દીક્ષા આપી, સહજાનંદ સ્વામી નામ રાખ્યું. સંવત્ ૧૮૫૭ના કાર્તિક સુદ ૧૧ (તા. ૧૮-૧૦-૧૮૦૦). આ વખતે સહજાનંદ સ્વામીની ઉંમર ૧૯-૨૦ વર્ષની હતી. શરીર અત્યંત કઠિન તપશ્ચર્યાને પરિણામે બધી નાડીઓ દેખાય તેવું કૃશ છતાં કાંતિમાન હતું. તેમના મુખનો પ્રભાવ અને અનેક ભકત કવિઓના ભક્તિરસભરપૂર કાવ્યોમાં ગવાયેલાં તેમનાં કમલનયનની કમનીયતા એ એટલાં અલૌકિક હતાં કે, અનેક મનુષ્યો તેમના તરફ જેમ લોહચૂબકમાં લોઢું ખેંચાય તેમ ખેંચાવા લાગ્યા. દીક્ષા લીધા પછી એક જ વર્ષે રામાનંદ સ્વામીએ તેમના અદ્‌ભુત વ્યક્તિત્ત્વથી પ્રસન્ન થઈને પોતે પ્રવર્તાવેલા સંપ્રદાયના આચાર્ય તરીકે તેમને સ્થાપ્યા. સંવત્ ૧૮૫૮ના કાર્તિક સુદ ૧૧ (તા.૧૬-૧૧-૧૮૦૧, સોમવાર). ત્યારપછી એક જ માસે માગશર સુદ ૧૩ (તા.૧૭-૧૨-૧૮૦૧)ના રોજ તેઓશ્રી વિદેહ થયા.

શિષ્યોમાં ભગવાનની પેઠે પૂજાતા અને મનાતા મહાત્મા રામાનંદ સ્વામીની પાછળ જે શિષ્યમંડળ હતું, તેમાં ઘણી અદ્‌ભુત અને મહાન વ્યક્તિઓ હતી. સાધુઓમાં અગ્રણી પટ્ટશિષ્ટ મુક્તાનંદજીની સાધુતા તથા અમૃતસમી ઉપદેશવાણી જનસમૂહમાં શાંતિ રેલાવતી હતી. વાલબાઈ અને હરબાઈ જેવી સમાધિનિષ્ઠ અડીખમ સ્ત્રી શિષ્યાઓ તથા મેઘજી કંદોઈ જેવા

યોગસિદ્ધ ગૃહસ્થ શિષ્યો હતા. આવા બહોળા શિષ્યોમાં સ્થપાયેલા જ્વલંત, જાગ્રત અને વિભૂતિવંત નવા સંપ્રદાયનું આચાર્યપદ સમાજના સ્વચ્છંદી અને ભ્રષ્ટતાભર્યા સળગતા દાવાનળ વચ્ચે, બીજા લાયક અને હક ધરાવે તેવા શિષ્યોને બાજુએ રાખી, એક ૨૦વર્ષના યુવાનને સોંપાયું અને તે તેમણે સ્વીકાર્યું. એ જગતના ધાર્મિક ઈતિહાસમાં અજોડ અને અપૂર્વ પ્રસંગ છે.

હવે આચાર્ય તરીકે સહજાનંદ સ્વામીએ જોયું : કે જન સમાજમાં સુધારણા કરવાનું વિશાળ કાર્ય પડ્યું છે. તેનું નિદાન કરતાં જણાયું : કે હિંસા.(યજ્ઞોમાં પણ) વ્યભિચાર, ચોરી, લૂંટફાટ, જુગાર, મદ્યપાન, આચારભ્રષ્ટતા તથા કુસંપ વગેરે દુર્ગુણોથી સમાજ પીડાઈ રહ્યો છે. મનુષ્યોનું શાસ્ત્રીય જ્ઞાન છેક વિકૃત થઈ ગયું છે. સ્વાર્થી અને મોજીલી વૃત્તિમાં ત્યાગ અને આત્મભોગ ભૂલાઈ ગયા છે અને મનુષ્યના હૃદયની શ્રદ્ધાપૂર્ણ એકનિષ્ઠ ભક્તિ જેવી ઉત્તમવૃત્તિ અનેક દેવદેવીઓ, મંત્રજંત્ર, વહેમ અને પાખંડ વચ્ચે છિન્ન ભિન્ન થઈ ગઈ છે. આ પરિસ્થિતિ સુધારવા માટે તેમણે ધર્મ, જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય એ ચાર મહામાત્રાઓ નક્કી કરી. પરંતુ આ ચારેના શુદ્ધ આદર્શ જ્યાં સુધી જનતા પ્રત્યક્ષ ન જુએ, ત્યાં સુધી માત્ર ઉપદેશથી સુધારણા ન થાય એ સિદ્ધાંત નક્કી કર્યો. તેઓશ્રીનો દૃઢ મત હતો કે, હીરાથી જેમ હીરો વીંધાય છે, તેમ જીવનથી જ જીવન રચાય છે. જે પ્રકારના ગુણો શિષ્યમાં ઉતારવા હોય, તે ગુણો ગુરુમાં દૃઢપણે હોવા જ જોઈએ; એ સિવાય વાણીવિલાસ નિરર્થક છે. તેનું એક સુંદર ઐતિહાસિક દૃષ્ટાંત છે. સહજાનંદ સ્વામીના એક સાધુ જે ઉત્તમ ચારિત્રવાળા પણ થોડું ભણેલા હતા. તેને ઉપદેશ કરવા જવાની આજ્ઞા થઈ, ત્યારે તેણે વિનંતી કરી કે, 'હું શાસ્ત્રો ભણ્યો નથી, તો લોકોને શી વાતો કરીશ ?' ત્યારે સહજાનંદ સ્વામીએ કહ્યું કે, 'તમારે કશી વાતો કરવાની જરૂર નથી; જાઓ, તમારું વર્તન જ વાતો કરશે.' આ રીતે આદર્શ સ્વયંસેવકો ગૃહસ્થ કે ત્યાગીને ઘડવાનું કામ પ્રથમ હાથમાં લીધું. રામાનંદ સ્વામીના દેહત્યાગ પછી તુરત જ તેમણે ગામડે ગામડે ભ્રમણ શરૂ કર્યું. જે કોઈ મુમુક્ષુ મળતા ગયા, તેને સારાસારની દૃષ્ટિ સાથે સદાચારની દૃઢ પ્રતિજ્ઞાઓ આપવા માંડી. તેમાં દારૂ, માંસ, ચોરી, વ્યભિચાર અને આચાર ભ્રષ્ટતા; આટલી પાંચ બાબત જીવન પર્યંત તજે તેને પોતાના શિષ્ય તરીકે સ્વીકારવાનું ધોરણ રાખ્યું. એ જ રીતે ત્યાગી શિષ્યો માટે નિષ્કામ, નિર્લોભ, નિર્માન, નિઃસ્નેહ અને નિઃસ્વાદ એ પાંચ કડક નિયમો રાખ્યા.

વૃષ્ટિ થતાં જેમ ભૂમિમાં પડી રહેલાં બીજ ફૂટી નીકળે, તેમ સહજાનંદ સ્વામીના અદ્‌ભુત પ્રભાવથી અનેક મુમુક્ષુઓ જે પોષણને અભાવે દબાઈ રહ્યા હતા, તે આગળ આવવા લાગ્યા. જોતાં જોતાંમાં હજારો ગૃહસ્થ આશ્રિતો ઉપરાંત ૫૦૦ જેટલા આજીવન ધન સ્ત્રીના ત્યાગી, દૃઢપ્રતિજ્ઞ, સાધુ સ્વયં સેવકોના મંડળો ભગવાન સ્વામિનારાયણ(સહજાનંદ સ્વામીનું પ્રચલિત નામ)ની દીક્ષા પામીને દેશમાં સામાજિક અને ધાર્મિક સુધારણાનો સંદેશ લઈને ફરવા લાગ્યા.

અતિશય કડક નિયમો, વિશુદ્ધ આચરણ, જનકલ્યાણની નિષ્કામ પ્રવૃત્તિ, સાધુતા અને ગુરુપ્રસાદથી પ્રકાશી રહેતું દિવ્ય ઓજસ એ બધાનું એવું અદ્‌ભૂત સાંયોજન એ મહાપુરુષોમાં થયું કે, તેમણે માનવહૃદયમાં દટાઈ ગયેલી ધર્મ ભાવનાને ત્વરાથી સતેજ કરવા માંડી. તેમના સદાગ્રહ તથા ધર્મપ્રચારનો

ઉત્સાહ એટલો પ્રબળ હતો, કે અનેક જીવોને સદ્‌રસ્તે દોરવામાં રાત્રીદિવસ, ભૂખતરસ, માન-અપમાન, ટાઢતડકો વગેરે કશું જ નહિ ગણતાં તેમણે શ્રમની પરાકાષ્ટા કરી. ખેતરમાં કોસ હાંકતા ખેડૂતોને પણ ઉપદેશ આપતા આપતા તેઓ આખો દિવસ તેમની સાથે જ ચાલ્યા કરતા અને તેમને સમજાવીને નિયમ ધરાવતા. આવા સાધુઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ભગવાન સ્વામિનારાયણનો સંદેશ પ્રજાના જીવનમાં ઊતરવા લાગ્યો.

કાઠી, કોળી, ભીલ, ઠાકરડા, ગરાસિયા અને એવી બીજી કૈક કોમો જે જન્મથી જ દારૂ, માંસ, વ્યભિચાર, ચોરી, લૂંટફાટ, ખૂન વગેરેમાં રચીપચી રહેલી હતી, તેમાં સુધારો થવા લાગ્યો. કેટલાંક પ્રચંડ પાપના પર્વત જેવા ગણાતા નામચીન માણસો પણ ભગવાન સ્વામિનારાયણના સંસર્ગમાં આવતાં જ સાધુચરિત થવા લાગ્યા. એ ઉપરથી એમ કહેવાવા લાગ્યું કે, 'સ્વામિનારાયણ તો ગધેડાની ગાય કરે છે !' ગુજરાતનો પ્રસિદ્ધ લૂંટારો જોબનપગી-વડતાલ, જેના નામે દ્વારિકાથી કાશી સુધીમાં કોઈ પણ મુસાફર કંપી ઊઠતો, એટલું જ નહિ, પણ જો તેની આપેલી નિશાની સાથે હોય, તો તેને એ પ્રદેશમાં ઠગ, પીંઢારા વગેરે કોઈ પણ હરકત કરી ન શકતા એટલી તેની હાંક વાગતી હતી. તે માણસો તમામ દુરાચાર તજી દઈ, સદાચરણી શિષ્ય થઈ, વડતાલના મંદિર માટે પોતાની જમીન આપી તેમજ માણસને ઘાસની પેઠે કાપી નાખનારા કાઠિયાવાડના ભયંકર કાઠીઓએ તથા માનસિંહજી જેવા પાપનાં પૂતળાંઓએ જ્યારે પોતાના મસ્તક દીન ભાવે ભગવાન સ્વામિનારાયણના ચરણમાં મૂકી સુજનતા ધારણ કરી, ત્યારે તો હજારો માણસો આ સંપ્રદાયને આશ્રયે આવવા લાગ્યા.

અવિરત ભ્રમણથી કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતની ભૂમિમાં ભગવાન સ્વામિનારાયણે અનેક આવૃત્તિઓ કરી. તેમના સાધુઓએ પણ નિરંતર ઉપદેશ પ્રવાહ ચાલુ રાખ્યો. પરંતુ હવે સામુદાયિક પ્રવૃત્તિ અને સંગઠનની જરૂર જણાઈ. તેથી અહિંસક વિષ્ણુયાગ તેમજ જરૂર જણાય ત્યાં વાવ, તળાવ વગેરે નવાણો ગળાવી તેનાં પૂર્ત કર્મો કરાવવા માંડ્યાં. એ નિમિત્તે હજારો મનુષ્યોને એકઠાં કરી, સામાજિક સુધારણા શરૂ કર્યા. આવાં સંમેલનોમાં એકઠાં થતાં મનુષ્યોને શિસ્તપાલન, પરસ્પરની મર્યાદા, સાચી ધાર્મિક રીતિઓ અને સ્વચ્છતાના પાઠો આપવા માંડ્યા. સમાજની સામાન્ય રહેણીકરણી એ બાબતોમાં ઘણી શિથિલ થઈ ગઈ હતી અને અનેક સંપ્રદાયો તથા મતપંથોએ તેમાં વહેમ, દુરાચાર અને કુટિલતા દાખલ કર્યા હતા. તેની સુધારણા માટે ઝીણામાં ઝીણી બાબતોથી ક્રિયાત્મક રીતે કામ લેવા માંડ્યું. પવિત્રતા અને સ્વચ્છતા સંબંધે છેક થૂકવા જેવી બાબતના સારાસાર વિચારથી લઈને આધ્યાત્મિક બ્રહ્મભાવ સુધીનો પાકો રંગ સમાજને ચઢાવવા માંડ્યો. ચારિત્રમાં હીન થઈ ગયેલા એ સમાજમાં સ્ત્રીપુરુષની વાસ્તવિક મર્યાદા સ્થાપન કરી. સમાજસેવા માટે ફરનારા સાધુવર્ગને કડક નૈષ્ઠિક બ્રહ્મચર્યની દીક્ષા આપી અને સંસારમાં વિરક્ત ચિત્તવાળી તથા વિધવા એવી સ્ત્રીઓનો ઉપદેશક વર્ગ ખાસ સ્ત્રીઓ માટે યોજ્યો તથા તેમની પણ બ્રહ્મચર્યાદિક નિયમપાલનમાં દૃઢતા કરી. જે કોમો હલકી, અજ્ઞાત અને પતિત ગણાતી હતી, તે કોમોના લોકોની સુધારણા ખાસ કરીને સંભાળી. આથી શૂદ્ર ગણાતી ઘણી કોમો જેવી કે કોળી, ભીલ, વાઘરી, મોચી, મુસલમાન, ઢેઢ વગેરેએ પણ આ સંપ્રદાયને આશરે આવી પોતાના આચારવિચારમાં એટલી ઉત્તમતા પ્રાપ્ત કરી, કે તેની અદેખાઈ ઉચ્ચ કોમને પણ થવા લાગી. નીચેના માત્ર એક જ ઐતિહાસિક દૃષ્ટાંતથી તેનો ખ્યાલ આવશે.

લીંબડી તાબે શિયાણી ગામના વિદ્વાન બ્રાહ્મણ શિવરામ ભટ્ટ સાયલા ગામમાં ભાગવતનું પારાયણ કરતા હતા. તે સમયે ત્યાં મૂળી તાબે લીમલી ગામનો સગરામ નામે એક વાઘરી આવી ચડ્યો અને કથા સાંભળવા બેઠો. કોઈએ કથાકાર ભટ્ટને તે વખતે કહ્યું કે, આ વાઘરી કથામાં સારું સમજે છે અને સ્વામિનારાયણ સંપ્રદાયનો ઉપદેશ આપે છે. ભટ્ટ કહે, એ શૂદ્ર વળી શું જાણે ? શાસ્ત્રની વાતો તો અમારા જેવા વિદ્વાનો જાણે. છતાં સભામાંથી કોઈએ સગરામની કંઈક વધારે પ્રશંસા કરી એટલે ભટ્ટને અસૂયા ઉત્પન્ન થઈ અને તેમણે સગરામને ઊભો કરીને કહ્યું કે, અલ્યા ! મને એક પ્રશ્ન પૂછ. એટલે જોઉં, કે તને શું આવડે છે ? સગરામે

વિનયથી કહ્યું, કે આપ તો વિદ્વાન બ્રાહ્મણ છો તેને હું શું પૂછું ? છતાં ભટ્ટજીએ આગ્રહ કર્યો, ત્યારે તેણે પ્રશ્ન પૂછ્યો, "ચિત્તમાં વિષય રહ્યા છે કે વિષયમાં ચિત્ત રહ્યું છે ?"

એક વાઘરી જેવા શૂદ્ર અને અજાણ માણસ પાસેથી આવો પ્રશ્ન આવવાનો કદાપિ સંભવ નહિ ધારેલો, તેથી ભટ્ટજી જરા સ્થંભી ગયા. પછી તેણે ચર્ચાત્મક ઉત્તર આપવા માંડ્યો, પણ સગરામે કહ્યું કે, મહારાજ ! આપ ફાવે તેમ ઉત્તર કરો, પણ એથી જો આ શ્રોતાઓના મનનું સમાધાન થાય તો જ તે મને કબૂલ છે. ભટ્ટજીએ એમ કરવા લંબાણથી વિવેચન કર્યું, પણ શ્રોતાઓના મનનું ઠીક સમાધાન થઈ શક્યું નહિ. તેથી તે મુંઝાયા અને બોલ્યા કે, મારું એક પુસ્તક વતનમાં રહીં ગયું છે તે લેવા હું જાઉં છું, પછી સમાધાન કરીશ અને સમાધાન ન કરું ત્યાં સુધી આ કથા બંધ રાખીશ. પછી તે પોતાને વતન શિયાણી ગયા. ત્યાં તેને કોઈએ સલાહ આપી. તેથી તે ગઢડા ગામે ભગવાન સ્વામિનારાયણ પાસે ગયા અને પ્રશ્નનો સંતોષકારક ખુલાસો મળ્યો. પછી સાયલા પાછા આવીને શ્રોતાઓનું સમાધાન કર્યું. તે વખતે સગરામે કહ્યું કે, 'ભટ્ટજી ! ગમે તેમ હોય, પણ તમે જે શબ્દોથી સમાધાન કર્યું છે, તે શબ્દો તો મારા ગુરુ સ્વામિનારાયણના છે.' આ સાંભળી ભટ્ટજીએ નિખાલસપણે કબૂલ કર્યું અને એ વાઘરી ભક્તને પ્રેમથી નમસ્કાર કર્યો એટલું જ નહિ પણ તે શિવરામ ભટ્ટ પછીથી સ્વામિનારાયણના અનન્ય શિષ્ય થયા અને કેટલીક મુદ્દતે ત્યાગી તરીકે દીક્ષા લીધી. પછી તો તે અખંડાનંદ મુનિ નામે વિદ્વાન કવિ તરીકે પ્રસિદ્ધિ પામ્યા.

આ પ્રમાણે જેમ જેમ સંપ્રદાય પોતાના સત્ત્વથી અધિકાધિક પ્રસરતો જતો હતો, તેમ તેમ અન્ય સંપ્રદાયોનો દ્વેષ પણ વધતો જતો હતો. ગુજરાતમાં આ વખતે મુખ્યત્વે શૈવ, વૈષ્ણવ, જૈન અને શાક્ત એ સંપ્રદાયો જોરમાં પ્રચલિત હતા. પરંતુ સમય અને સંયોગના બળે શાક્ત મત વધારે પ્રસરતો હતો. તેનું મુખ્ય કારણ એ હતું કે, સમાજની નૈતિક અધોગતિ આગળ જણાવ્યા પ્રમાણે બહુ જ હતી. વળી, ગુજરાતમાં પેશ્વાના સૂબા જેવા પણ શાક્ત હતા. આથી એ મતને નામે દુરાચરણોને ખૂબ વેગ મળતો હતો. તે એટલે સુધી કે મોટે ભાગે ઉપરથી શૈવ, વૈષ્ણવ કે જૈન જણાતા છતાં અંદરથી લોકો શાક્ત આચારોને અનુસરતા થઈ ગયા હતા. આ અરસામાં મહેમદાવાદમાં એક બ્રાહ્મણના ઘરમાંથી મહાજને ૬૦મણ માંસ કઢાવ્યું હતું; જે તેણે પ્રીતિ ભોજન માટે તૈયાર કરાવ્યું હતું. આ એક જ દૃષ્ટાંત વસ્તુસ્થિતિનું સ્વરૂપ સમજવાને બસ થશે. આવાં આચરણો આ સંપ્રદાયની જાહેરશુદ્ધિ આગળ ઝાંખા પડતાં હતાં. તેથી તેમાંના સુપાત્ર મનુષ્યો આ સંપ્રદાયમાં ખેંચાવા લાગ્યાં હતાં. એથી તો અન્ય મતપંથીઓનો દ્વેષ વૈરના રૂપમાં પરિણમવા લાગ્યો અને આ સંપ્રદાયનો સાધુવર્ગ જે ઉપદેશક હતો, તેના ઉપર ખૂબ ત્રાસ થવા લાગ્યો. તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં વખતો વખત અનેક પ્રકારે તેના પર કનડગત, અપમાન અને ગાળોની વૃષ્ટિ થવા લાગી તેમજ પ્રહાર પણ પડવા લાગ્યા. ભિક્ષા મળતી નહિ અને જે મળતી તેમાં અનેક પ્રકારની ખરાબ ચીજો પડવા લાગી. આ બધું સાધુઓએ અતિશય ધીરજથી સહન કર્યું. કેમ કે, ભગવાન સ્વામિનારાયણે તેમને દીક્ષામાં જ નીચે પ્રમાણે અહિંસક પ્રતિજ્ઞા આપેલી હતી કે,

गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः ।

क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः ॥

કોઈ કુમતિજન ગાળો દે કે મારે, તોપણ ક્ષમા કરવી, એટલું જ નહિ પણ તેના હિતનું ચિંતન કરવું. આ મહાન અહિંસક વ્રત અનેક વિકટ પ્રસંગોમાં સાધુઓએ અક્ષરશઃ પાળ્યું હતું. ખૂદ ભગવાન સ્વામિનારાયણે પણ તેનો આદર્શ અનેક સમયે આચરી બતાવ્યો હતો. એક વખત આણંદ(ચરોત્તર)ની બજારમાં કાઠીના હથિયારબંધ સવારો સહિત તેઓશ્રી નીકળ્યા; ત્યારે અમુક દ્વેષી વર્ગની હલકી ઉશ્કેરણીથી ઉશ્કેરાઈને ગામલોકોનાં ટોળાંએ તેમના ઉપર ધૂળ, છાણ, ઢેખાળા, કાદવ વગેરે અનેક વસ્તુઓના પ્રહારથી તેમજ બીભત્સ શબ્દોના વરસાદથી અત્યંત ત્રાસ આપ્યો હતો. અતિ અપમાન જનક અને પ્રહાર પડતા સાથેના કરડા કાઠીઓનો પિત્તો ઉછળ્યો. જેની તલવારો વગર કારણે પણ મનુષ્યને વાઢી નાખવા ખચકાતી નહિ, તે મ્યાનમાંથી ખેંચાઈને ચમકી ઊઠી. પરંતુ સવેળા ભગવાન સ્વામિનારાયણના મુખથી સબૂરીનો શબ્દ સાંભળતાં જ એ બધી તલવારો ગમ ખાઈને ચપોચપ મ્યાનમાં પેસી ગઈ હતી. એટલું જ નહિ, પણ એ અસહ્ય તોફાન આણંદની આરપાર નીકળતાં સુધી અનેક શસ્ત્રસજ્જ શૂરવીરોએ ધીરજથી સહન કર્યું હતું. આ વખતે જો ભગવાન સ્વામિનારાયણની આંખમાં જરા પણ ઉકળાટ જોયો હોત, તો યુદ્ધ રસિયા કાઠીઓના પ્રચંડ ભાલાઓ અને કાળની જીભ જેવી તલવારોએ ત્યાં ઘડીના છઠ્ઠા ભાગમાં રોળ મચાવી લોહીની નદી ચલાવી હોત.

કાઠિયાવાડમાં શેત્રુંજી નદીને કાંઠે જૂનાસાવર નામે ગામના કાઠી દરબાર ઉગા ખુમાણે કૃપાનંદ સ્વામી અને ગુણાતીતાનંદ સ્વામી નામના પરમહંસને ઘણું કષ્ટ આપી, ભોજન ઉપરથી ભૂખ્યા ઉઠાડી, ગાળોની વૃષ્ટિ અને પ્રહાર કરતાં કરતાં ગામ બહાર કાઢ્યા હતા. તે બધુ સાધુઓએ નિર્મળ શાંતિથી સહન કર્યું હતું. પરંતુ ગુણાતીતાનંદ સ્વામીએ પોતાના ગુરુ કૃપાનંદ સ્વામીને વિશેષ યાદ આપ્યું કે, આપણે ગાળો અને તાડન સહન કર્યાં પણ તેના હિતનું ચિંતન કંઈ કર્યું નથી. માટે તેનું હિત થાય તેવું કંઈક કરીએ. પછી પૂછતાં જણાયું કે, તેને પાકી વયે પણ કંઈ સંતાન નથી. એટલે સાધુઓએ ખરા અંતઃકરણપૂર્વક એવી પ્રાર્થના કરી કે, પ્રભુ તેને પુત્ર આપે ને તે પરમભક્ત થાય. એ આશીર્વાદ ખરેખર ફળ્યો ને તે ઊગા ખુમાણને પાછલી અવસ્થાએ પુત્ર થયો, જે જીવણા ખુમાણ નામે પ્રહલાદના જેવી ભક્તિને લીધે પ્રસિદ્ધ થયા. આ લેખકે તેમને નાની ઉંમરમાં જોયેલા હજુ યાદ છે.

આમ અનેક પ્રસંગે અને અનેક સમયે દ્વેષીઓ તરફથી થતી મારકૂટમાં આગેવાનો કે રાજાઓ પણ ન્યાયનો કે સત્યનો પક્ષ સાચવતા ન હતા. મુક્તાનંદ સ્વામી જેવા આ સંપ્રદાયના મહાન સત્પુરૂષને મુશ્કેટાટ બાંધી, અમદાવાદના લોલંગર બાવાના અખાડાવાળાએ જોનારની આંખમાં લોહી આવે, એવો પુષ્કળ માર મારીને લોહી લોહાણ કર્યા હતા, પણ કોઈએ સહાય કરી ન હતી. એવી જ રીતે ધાંગધ્રામાં બાવાઓએ આ સંપ્રદાયના સાધુઓને લોહીથી રંગ્યા હતા. તેને માટે કોઈ શિષ્યવર્ગે રાજ્યમાં દાદ માગી, તો જવાબ મળ્યો કે, 'ગાયો ગાયો લડી એમાં અમે શું કરીએ ?' આવી અત્યંત વિષમ પરિસ્થિતિમાં પણ સંપ્રદાય પ્રવર્તનની ધગશ એ અહિંસક અને શ્રેયસ્કર સાધુ સ્વયંસેવકોના દિલની પ્રતિદિન વધતી જ રહી. તેમને ભિક્ષા મળવાના પણ સાંસા પડતા, ત્યારે કેટલીક લાંઘણો ખેંચીને પણ તેઓ સંતોષપૂર્વક ઉપદેશ ચાલુ રાખતા. જો કંઈ ભિક્ષા મળતી, તો તેને એકત્ર કરી, કાચીપાકી સર્વ વસ્તુનો પાણીમાં ગોળો કરી, એક હાથમાં રાખીને બીજે હાથે જમી લેતા. આવા શારીરિક અને માનસિક કષ્ટો તેમણે જનકલ્યાણ માટે કૃષ્ણાર્પણ કરેલી જિંદગીના હસતે મુખે સ્વીકારી લીધા હતા.

આ સમયે સાધુઓને કંઠી, તિલક વગેરે સાંપ્રદાયિક બાહ્ય ચિહ્નો હતાં તેમજ શાલિગ્રામ તથા બાલકૃષ્ણની મૂર્તિપૂજા પણ હતી. પરંતુ અન્ય મતપંથના બાવા સાધુઓ જે અસૂયાથી બળી ઊઠ્યા હતા, તેમણે આ સાધુઓને અતિશય પીડા કરીને તેની મૂર્તિઓ ઝૂંટવી લઈ અત્યાચારો કરવા માંડ્યા. કંઠીઓ તોડી નાખવા માંડી. ભગવાન સ્વામિનારાયણે ખાસ કરીને પછાત કોમોનો ઉત્કર્ષ કરવા માંડ્યો હતો, તેથી વિશેષ ક્રોધે ભરાઈને તેનાં સાંપ્રદાયિક ચિહ્નોની અતિશય વિડંબના કરવા માંડી. આથી ભગવાન સ્વામિનારાયણે ૫૦૦ સાધુઓને સોરઠમાં કાલવાણી ગામે એકત્ર કર્યા, અને એક જ દિવસમાં બધાને પરમહંસની દીક્ષા આપી દીધી. આથી તિલક, કંઠી, જનોઈ, શિખા, પૂજા બધું જ છૂટી ગયું તથા

ગમે તેનું કાચું પાકું અન્ન જમી લેવાની અને અલક્ષપણે ફરવાની પરવાનગી મળી. વર્ણ અને આશ્રમના અત્યંત રૂઢ આચાર વિચારોનો એકદમ ત્યાગ કરી ૫૦૦ પાવરધા અને ઘણા ખરા તો વિદ્વાન પુરુષો માત્ર એક દિવસમાં આટલું પરિવર્તન સ્વીકારીને જીવન સમર્પણ કરે, એ ઈતિહાસનો અપૂર્વ ચમત્કારિક બનાવ છે. આ ફેરફાર પછી સાધુઓને સ્વામિનારાયણના મુંડિયા તરીકે ઓળખાવીને પણ લોકો મારવા દોડતા; પણ સાધુઓ તો નિરંતર પૃથ્વી સમા ક્ષમાશીલ જ રહ્યા. એક અતિ સુંદર ઐતિહાસિક બનાવ નોંધવા સરખો છે...

પૂર્વાશ્રમમાં ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ વગેરેનાં રાજસ્થાનોમાં ઉત્તમ ચારણ કવિ તરીકે લબ્ધપ્રતિષ્ઠ થયેલા લાડુ બારોટ જે સ્વામિનારાયણના સાધુ તરીકે બ્રહ્માનંદ કવિના નામે પ્રસિદ્ધ થયા છે, તેમને અમુક સાધુઓનું મંડળ સોંપવામાં આવ્યું હતું. તેમાં મોટે ભાગે કાઠી, ગરાસિયા, ચારણ, બારોટ વગેરે લડાયક કોમમાંથી થયેલા સાધુઓ હતા. આવા સાધુઓનું મંડળ લઈને બ્રહ્માનંદ સ્વામી ઝાલાવાડના મેથાણ ગામથી નીકળ્યા. વચ્ચે રસ્તામાં એક નિર્જન જગ્યાએ હથિયારબંધ શખ્સો મળ્યા. તે આ સંપ્રદાયના પાકા દ્વેષી હતા; એટલે આ સાધુઓને ઓળખતાં જ પોતાનાં હથિયાર હેઠાં મૂકી, તેમણે ગાળો સાથે ગડદાપાટુના પ્રહાર કરવા માંડ્યા. સાધુઓએ તો તે શાંતિથી સહન કરતાં મુખેથી સ્વામિનારાયણ નામનો ઉચ્ચાર કરવા માંડ્યો. થોડીવારે બ્રહ્માનંદ સ્વામીની દ્રષ્ટિ પેલા શખ્સોનાં હેઠાં પડેલા હથિયાર તરફ ગઈ. તે એકદમ ચોંકી ઊઠ્યા અને પેલા બંનેને કહ્યું કે, ભાઈ ! ઊભા રહો, હું કહું તે થોડું સાંભળી લો અને પછી મારો . જુઓ, તમને આવડતું જ નથી. તમે આ તમારી તલવારો નીચે મૂકી છે તે ખોટું કર્યું છે; કેમકે આ જે સાધુઓને તમે ખરાબ ગાળો દો છો અને ગમે તેમ મારો છો; તેમાં કેટલાક કાઠી, ગરાસિયા વગેરે લડાયક કોમના પણ છે; પરંતુ તેને સાધુની દીક્ષા હોવાથી જ આ બધું સહન કરે છે; પણ અતિશય થતાં કદાચ કોઈથી સહન ન થયું, તો આ તમારી તલવારોથી તમારાં માથાં વઢાઈ જશે અને અમારી સાધુતા જશે. માટે તમારી તલવારો તમારા હાથમાં રાખો અને પછી અમને મારવા હોય તો મારો. આ શબ્દો સાંભળી પેલા બંને દુષ્ટોના હૃદય દ્રવી ગયા અને તેમણે સાધુઓના પગમાં પડી માફી માગી.

આ રીતે જનસુધારણાર્થે ભગવાન સ્વામિનારાયણે જે પદ્ધતિ સ્વીકારી, તે ખરી તપશ્ચર્યામૂલક હોઈ, ઘણી જ ફળદાયક નીવડી હતી. તેના સ્વયંસેવક સાધુઓએ અત્યંત અહિંસક વૃત્તિ ધારણ કરી, સ્વાર્થના નિઃશેષ ત્યાગ દ્વારા અવિરત સેવાયજ્ઞો શરૂ કર્યા હતા. જે કાંઈ સારી નરસી ભિક્ષા મળે, તેના કાચા ગોળા કરી હાથમાં રાખીને ખાઈ લેતા અને અપમાન, ગાળો તથા પ્રહાર ખમવાની જ તૈયારી હંમેશા રાખીને જનતાને સદ્દરસ્તે લાવવા સતત પરિભ્રમણ કરી રહ્યા હતા. પરિણામે અનેક મતપંથોમાંથી સુરુચિવાળા સ્ત્રીપુરુષોએ તેમનું શરણ લેવા માંડ્યું અને તેમને પ્રત્યક્ષ પ્રતીતિ થવા લાગી, કે આપણું આ લોક તથા પરલોકનું જીવન સુધર્યું છે. આ સંપ્રદાયનો અનુયાયી નિર્વ્યસની, સદાચારી, સંયમી હૃદયબળવાળો અને અનેકમાં એકલો છાપ પાડે તેવો દેખાવા લાગ્યો. આથી આચરણહીન, અસંયમી, મોજીલા લોકો તેની અનેક રીતે ટીકા તથા કનડગત કરવા લાગ્યા. છતાં ચુંબકમાં લોહ આકર્ષાય તેમ અનેક મુમુક્ષુઓ ભગવાન સ્વામિનારાયણના પ્રતાપમાં આકર્ષાયા. અનેક સ્ત્રીપુરુષોએ પોતનો સંસારવૈભવ તજ્યો, પાપના પહાડ જેવા ગણાતા અનેક લોકો નિર્મળ બની ગયા. અનેકે પોતાની દોલત અને જગતમાં જામેલી પ્રતિષ્ઠાવાળા જીવન જનકલ્યાણની આ પ્રવૃત્તિને ભેટ ધર્યાં.

ભગવાન સ્વામિનારાયણે સેવકોની કસોટી આકરામાં આકરી કરી. સાધુઓને કાચી ભિક્ષાના ગોળા ખવડાવ્યા. મીષ્ટાનના સ્વાદનો રસ તજાવ્યો; શણના કોથળાઓ પહેરાવ્યા; ટાઢ, તાપ, વરસાદ અને ભૂખ-તરસ વગેરે સહન કરાવવામાં તેમની સહિષ્ણુતાને ખૂબ કસી. લગભગ ૧૧૦ જેટલાં જુદા જુદા પ્રકરણો બદલાવીને કોઈપણ સ્થિતિમાં પ્રવૃત્તિજન્ય ક્ષોભ પરાભવ ન કરે, તેવી શારીરિક અને માનસિક દૃઢતા કરાવીને જનસેવાના કાર્યમાં આદર્શ સેવકોનું સૈન્ય ખડું કર્યું.

આ સમયે વામમાર્ગનો દુરાચાર, શુષ્ક

વેદાંતીઓનો આચરણહીન બ્રહ્મવાદ, કુંડાપંથીઓનો ભ્રષ્ટાચાર અને નાસ્તિકોનો નિરીશ્વરવાદે અનેક પ્રકારે પ્રજાને વમળમાં નાખી રહ્યા હતા. વળી એ બધામાં વ્યાપક બનેલો સંયમહીન ઈન્દ્રિયોનો અધાર્મિક સ્વચ્છંદ શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયોમાં પણ અંતર્ગત થઈ ગયો હતો. એ સર્વની સાથે બાથ ભીડવા સખત તપશ્ચર્યા અને વિશુદ્ધ સેવકોના આદર્શની પ્રતિષ્ઠા કરવાનું ભગીરથ કામ શરૂ કરી, અહિંસા અને બ્રહ્મચર્યપ્રધાન આચારશુદ્ધિવાળું ધર્માચરણ પ્રવર્તાવ્યું. રસિકતાને અવળે ચીલે ચડેલી તથા દુષ્ટ ક્રિયાઓથી દૂષિત થયેલી ભક્તિને નિર્મળ પ્રેમભરી અને ધર્મયુક્ત કરી, તેમાં સારાસાર વિચાર દાખલ કર્યો. શુષ્કજ્ઞાનના દંભથી પ્રસરેલા દુરાચાર સામે કર્તવ્યપરાયણતા અને જનસેવાનું સાચું જ્ઞાન પ્રવર્તાવી સત્પુરુષોના સાચા આદર્શો દ્વારા બ્રાહ્મી સ્થિતિનું સ્વરૂપ દર્શાવ્યું તથા જગતકર્તા તરફની એકનિષ્ઠા દ્વારા અનેક વહેમો તથા કુછંદોનું ઉચ્ચાટન કરી, માનવહૃદયમાં પરમેશ્વર પ્રત્યેની આસ્તિક પ્રતીતિ પેદા કરી; તેમજ ભૌતિક વિષયોમાં જ માનવજીવનની ઈતિશ્રી મનાવનારા તુચ્છ વિષયોપભોગ અને વૈભવની બહેકી ગયેલી સાર્વજનિક વૃત્તિને યથાસ્થાને મૂકવા સારુ પોતને અને પોતાના ધનસ્ત્રીના ત્યાગી નિષ્કંચન સાધુ તથા હરિભક્તોએ મહાન સ્વાર્પણો કરી, જનસેવામાં ત્યાગનો ઉજજવળ આદર્શ ખડો કર્યો, અને એ રીતે વૈરાગ્યનો સાચો મર્મ સમજાવ્યો.

આ પ્રમાણે ધર્મ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ મંગલ ચતુષ્ટયનો વિવેક પુરઃસર સમન્વય કરી એકાંતિક ભાગવત ધર્મનું નિર્મળ સ્વરૂપ સ્થાપ્યું. વેદ, વ્યાસસૂત્ર, શ્રીમદ્ ભાગવત, વિષ્ણુસહસ્રનામ, શ્રીમદ્ ભગવદ્ગીતા, વિદુરનીતિ, વાસુદેવ માહાત્મ્ય અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ એ આઠ સત્શાસ્ત્રો પ્રમાણ તરીકે ઈષ્ટ માન્યાં, તેમા પણ જે વાક્યો પરમેશ્વર; ધર્મ, ભક્તિ અને વૈરાગ્ય એમના અતિ ઉત્કર્ષવાચક હોય તેને બીજા વાક્યો કરતાં પ્રધાનપણે માનવાની સ્પષ્ટ આજ્ઞા કરી. આ રીતે અનેક શાસ્ત્રોની તર્કજાળો અને શબ્દવમળોમાંથી પોતાના શિષ્યવર્ગને ખેંચી લીધો. એટલું જ નહિ પણ શાસ્ત્રના બધા જ શબ્દોને એક સરખી રીતે અનુસરવાની વિવેકહીન શાસ્ત્રજડતાનું નિરાકરણ કરનારો અપૂર્વ સુધારો દાખલ કર્યો અને શાસ્ત્ર, જનતા અને અંતઃકરણ એ ત્રણેમાંથી પાસ થયેલી વસ્તુને પ્રમાણભૂત મનાય એમ સમજાવ્યું.

સર્વે દેવોને નમસ્કાર કરવા, કોઈ દેવની નિંદા ન કરવી એમ સમજાવી; વેદના સાત્વિક પંચદેવ; વિષ્ણુ, શિવ, પાર્વતિ, ગણપતિ અને સૂર્ય તેમના તરફનો પૂજ્યભાવ કાયમ રાખ્યો. છતાં મોક્ષમૂલક ઉપાસના તો ઉપનિષદોમાં ગયાવેલા એક અદ્વિતીય પરબ્રહ્મની જ પ્રવર્તાવી. આથી અનેક દેવદેવીઓ અને જંત્રમંત્રના પ્રભાવની ભાવના પોતાના આશ્રિતોના દિલમાંથી દૂર થઈ અને એક નિષ્ઠા દ્વારા અનેક ઉપાસનાનું નિરાકરણ થતાં ઘણા વહેમોનો ઉચ્છેદ થયો.

ઉપર પ્રમાણે પોતાના સિદ્ધાંતોને અનુસરનારા શિષ્યમંડળનો સંઘ વ્યવસ્થિત અને નિયમબદ્ધ રહે, તે માટે અમુક અમુક કેન્દ્રોમાં મુખ્ય અને બીજે પેટામંદિરોની યોજના કરી. સત્સંગની સ્મૃતિરૂપ શિક્ષાપત્રી નામ ટૂંક, રહસ્યપૂર્ણ, સમયાનુકૂળ અને સત્શાસ્ત્રોના દોહનરૂપ ગ્રંથ લખ્યો. સમગ્ર સમાજને એકત્ર રાખવા સારુ આચાર્ય ગૃહસ્થાશ્રમી પસંદ કર્યા. ખાસ કરીને સ્ત્રીઓની અલગ વ્યવસ્થા જે સ્ત્રી વર્ગને જ સોંપવામાં આવી હતી. તેના કેન્દ્રમાં આચાર્યના પત્નીની યોજના કરી. ઐહિક અને પારલૌકિક સ્થિતિમાં હિંદ જે ધાર્મિક બાબતને પ્રથમ ગણે છે; તે ક્ષેત્રમાં જ ભગવાન સ્વામિનારાયણે સ્ત્રીવર્ગને સમાનપણે અનુકૂળ સ્વાતંત્ર્યતા આપી; તેમાં સૌથી પ્રથમ કેળવણીનો પ્રચાર કર્યો. જેને પરિણામે કથા અને વ્યાખ્યાનો તથા સ્વાધ્યાય પુરુષોની પેઠે સ્ત્રીઓ પણ પોતાના ક્ષેત્રમાં કરવા લાગી. અંધકાર યુગમાં છેક દબાયેલી નારીજાતિમાં આ સુધારો અતિશય કિંમતી થયો.

કાઠી, કોળી, ધારાળા વગેરે જેવા અનાચારી લોકો તથા ઢેઢ, ભંગી, વાઘરી, મોચી, મુસલમાન અને પારસી આદિક કોમોને સમભાવથી મોક્ષના અધિકારી તરીકે સંપ્રદાયમાં સ્વીકારવામાં આવી. તે પૈકીના ધાર્મિક લોકોને પોતાને સૌથી શ્રેષ્ઠ માનવા ને ટેવાયેલા વિદ્વાન બ્રાહ્મણો પણ પ્રેમપૂર્વક નમસ્કાર કરે તેવી સાચી માનવધર્મની ભાવના પેદા કરી.

વખતો વખત સમારંભો કરીને, મોટા સંમેલનો

તથા સમૈયા ભરીને અને સતત પરિભ્રમણથી ઉપદેશના પ્રવાહ વહેતા રાખીને ભગવાન સ્વામિનારાયણે ગુજરાતની ભૂમિને ધર્મમય કર્મથી રસપૂર્ણ અને વિશુદ્ધ કરી મૂકી. તેમના વિદ્વાન શિષ્ય કવિઓએ હજારો પદ્ય કાવ્યથી લોકભોગ્ય ભજનો લખી તથા ગાઈ જનતાને સદાચરણને હેલે ચડાવી દીધી. આ ઉપરાંત સાંપ્રદાયિક સાહિત્ય સંસ્કૃત અને લોકભાષામાં પણ મોટા પ્રમાણમાં લખાયું. લેખકોનો પણ જાણે સમૂહ પ્રકટી નીકળ્યો. તેમણે ગુજરાતી ભાષાને ખૂબ ખેડી. ગુજરાતીમાં લખનાર અનેક સુંદર કવિઓ પાક્યા અને તે પૈકીના એક દેવાનંદ સ્વામીની પ્રસાદી તે કવીશ્વર દલપતરામ. ગુજરાતી ભાષાના આદિ ગદ્ય તરીકે ભગવાન સ્વામિનારાયણનાં વચનામૃતોને ગણી શકાય તેમ છે. તે સમયમાં લખાયેલું ગદ્ય આજે પણ સ્પષ્ટ, સરળ અને સાદું છતાં પ્રૌઢ, યથાર્થ અને ધારાવાહી ગણી શકાય તેવું છે.

આ સંપ્રદાયે મંદિરોની રચના દ્વારા સ્થાપત્યની, કીર્તનો દ્વારા ઉચ્ચ સંગીતની, પ્રતિમાઓ દ્વારા શિલ્પ અને ચિત્રની, અનેક ગ્રંથો દ્વારા સાહિત્યની, આચરણ દ્વારા માનવજીવનની, ભજનો અને વ્યાખ્યાનો દ્વારા સામાન્ય લોકસમૂહની, તથા હલકી કોમો તથા સ્ત્રીવર્ગની સુધારણા દ્વારા રાષ્ટ્રની અતિ સુંદર સેવા કરી છે.

શુદ્ધ ધર્માચરણના પ્રચાર વડે આવતી સત્તાઓના અને દુર્જનોના જૂલમો સામે અનેક સત્સંગી સ્ત્રીપુરુષોએ જે અસીમ કષ્ટ વેઠી અહિંસાત્મક નિર્મળ સત્યાગ્રહ કર્યો છે, તેના ઉજ્જવળ ઈતિહાસોથી માનવજીવનમાં પ્રાણ પૂરાય તેમ છે. સુંદરિયાણા ગામના વનાશા શેઠના કુટુંબનો પાંચ પેઢી લગીનો જ્ઞાતિ સામેનો સત્યાગ્રહ આજની કોઈપણ ત્યાગ ભાવનાથી ચડી જાય તેમ છે.

ભગવાન સ્વામિનારાયણે ૧૧ વર્ષની ઉંમરે ઘર તજી ૭ વર્ષ સુધી હિંદમાં ફરી, ૧૮ વર્ષની વયે ગુજરાતમાં પ્રવેશ કર્યો (સને ૧૭૯૯) અને એક મહાન સુધારક સંપ્રદાયની સ્થાપના કરી. તે સંપ્રદાય કર્તવ્યનિષ્ઠ હજારો શિષ્યોને તથા બે આચાર્યોને સોંપી ૩૦ વર્ષ પછી ૪૯ વર્ષ, ૨ માસ, ૧ દિવસની વયે (તા.૧-૬-૧૮૩૦)ના મધ્યાહ્ને સ્વધામ પધાર્યા. આ ત્રીસ વર્ષના ગાળામાં જે પ્રમાણમાં કાર્ય થયું છે તે કાર્ય જગતભરના ઈતિહાસમાં મળવું મુશ્કેલ છે.

વર્તમાન સમયમાં સંપ્રદાયની મૂળ ચેતનાને કેટલાક પ્રમાદ તથા બીજી જડતાએ આવરી લીધી છે, પરંતુ હજુ તે જીવંત વસ્તુ છે. જો તે ભગવાન સ્વામિનારાયણનો જનકલ્યાણનો વિશાળ હેતુ લક્ષમાં રાખી પ્રવૃત્તિ કરશે, તો તેમની પાસે સૈદ્ધાંતિક અને રચનાત્મક સામગ્રી અમૂલ્ય ખજાના જેવી છે.

ભગવાન સ્વામિનારાયણના અતિ અદ્‌ભૂત જીવનરૂપ આ સંપ્રદાયની સમાલોચના આટલા ટૂંકા લખાણમાં કરવી છેક અશક્ય છે. આમાં તેઓશ્રીનાં અલૌકિક સામર્થ્યનો તો નિર્દેશ પણ થયો નથી, પરંતુ સમાજ ઉપર અસરકારક નીવડેલી મુખ્ય બાબતોનો જ માત્ર સ્પર્શ કરી વિરમું છું. અનેક વિગતો લખવી રહી ગઈ છે, તેનો સવિસ્તર અવલોકન તો નિષ્ણાંત કલમ, વિવેક દ્રષ્ટિ, અવિરત અભ્યાસ અને સમતોલ સાત્વિક બુદ્ધિમત્તા માગે છે.

# સમાચાર દર્શન

## સમાવર્તન સમારોહ :- SGVP

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) માં અભ્યાસ કરતા ધોરણ ૧૦ અને ૧૨ ના વિદ્યાર્થીઓનો સમાવર્તન સમારોહ તારીખ ૨૧ માર્ચના રોજ ઉજવાયો. કાર્યક્રમના પ્રારંભે સહુ વિદ્યાર્થીઓએ શ્રીહરિ તથા સદ્ગુરુ સંતોનું પૂજન કર્યું. ત્યારબાદ વિદ્યાર્થીઓએ પોતાના માતા-પિતાનું પૂજન કરી આશીર્વાદ મેળવ્યા. પોતાના વિદ્યાભ્યાસના કાર્યકાળમાં ગુરુકુલમાં રહી પ્રાપ્ત કરેલા સંસ્કારો તથા પોતાના અનુભવો વ્યક્ત કરતા વિદ્યાર્થીઓના આખોમાં આસું આવી ગયા. પોતાના જીવનના ઘડતર માટે આ સંસ્થામાં પોતાના સંતાનોને મુકવાનો હેતુ આજે સાર્થક થયો છે એવા અભિપ્રાયો સહુ વાલીઓના રહ્યા.

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વિદ્યાર્થીઓને આશીર્વાદ આપતા જણાવ્યું કે, 'આજે જ્યારે તમે બહારની દુનીયામાં જઇ રહ્યા છો ત્યારે તમારી સામે જીવનમાં અનેક પડકારો આવશે. એ પડકારોનો સામનો કરતી વખતે ભગવાન શ્રીહરિ તથા ગુરુકુલને યાદ કરજો. આપની તમામ મુશ્કેલીઓ સરળ થઈ જશે. અહીં રહી પ્રાપ્ત કરેલા સંસ્કારો તમારા જીવનમાં ખૂબ જ ઉપયોગી થશે.' કાર્યક્રમના અંતે પૂજ્ય સ્વામીજીએ સહુ વિદ્યાર્થીઓને સ્મૃતિભેટ આપી શુભકામનાઓ પાઠવી હતી.

## વડીલ વંદના કાર્યક્રમ :- સુરત

તારીખ ૨૪ માર્ચના રોજ સુરત ખાતે પી. પી. સવાણી વિદ્યાભવનના રજત જયંતિ સમારોહ ઉપક્રમે 'વડીલ વંદના' કાર્યક્રમનું આયોજન સવાણી પરિવાર દ્વારા વલ્લભભાઇ સવાણીના માર્ગદર્શન નીચે કરવામાં આવ્યું હતું. આ કાર્યક્રમમાં ૬૦ વર્ષથી ૧૧૫ વર્ષના ૧૬,૭૨૧ વયોવૃદ્ધ વડીલોની વંદના કરવામાં આવી હતી. આ કાર્યક્રમ એક ઐતીહાસીક સીદ્ધ થયો હતો. જેની નોંધ વલ્ડ રેકોર્ડમાં લેવાઇ હતી.

આદરણીય વલ્લભભાઇના આગ્રહભર્યા નિમંત્રણને માન આપી પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ આ કાર્યક્રમમાં પધારી વડીલ વંદના કરી હતી. આ પ્રસંગે સ્વામીજીએ જણાવ્યું હતું કે 'આજે વલ્લભભાઈએ આ હજારો વડીલોના આશીર્વાદ પ્રાપ્ત કર્યા છે. અહીં ભારત દેશની સંસ્કૃતિની આગવી ભાત પડે છે. અહીં પશ્ચીમની સંસ્કૃતિ અને ભારતની સંસ્કૃતિ નોખી પડે છે. જે યુવાન પોતાના મા-બાપના મુખમાં કોળીયા આપતો હોય તેનાથી કોઇ શ્રેષ્ઠ દૃશ્ય ન હોય અને એનાથી બીજી કોઇ પરમાત્માની શ્રેષ્ઠ પૂજા પણ ન હોય શકે. આજે આ કાર્યક્રમનો જે શુભ વિચાર વલ્લભભાઈને આવ્યો તે બદલ તેમને હું ધન્યવાદ આપુ છું.' આ કાર્યક્રમમાં મોટી સંખ્યામાં સંતો, મહાનુભાવો તથા ઉદ્યોગપતિઓ ઉપસ્થિત રહી કાર્યક્રમની શોભા વધારી હતી.

## પુષ્પદોલોત્સવ

તા. ૨૭ માર્ચ, ધુળેટીના પવિત્ર દિવસે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના દિવ્ય સાનિધ્યમાં પુષ્પદોલોત્સવની ભવ્યતાપૂર્ણ ઉજવણી કરવામાં આવી.

ઉત્સવના પ્રારંભમાં અનેકવિધ પુષ્પોથી સુશોભિત સિંહાસનમાં પુષ્પના શણગાર ધારણ કરીને બિરાજમાન રાજાધિરાજ શ્રી ઘનશ્યામ મહારાજનો વૈદિકવિધિ સભર પુષ્પાભિષેક કરવામાં આવ્યો. ફગવા અર્પણ કરીને શ્રીઘનશ્યામ મહારાજનું સવિશેષ પૂજન કરવામાં આવ્યું. સાત્વિક રંગો તથા કેસુડાના જળ દ્વારા ઠાકોરજીની સાથે રંગોત્સવ ઉજવવામાં આવ્યો. આજ દિને ભગવાન શ્રી નરનારાયણદેવ પ્રાગટ્યોત્સવ હોવાથી પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ ભગવાન શ્રી નરનારાયણ દેવ અને ભારતીય ઉત્સવ પરંપરાનો મહિમા જણાવ્યો હતો. સંત આશીર્વાદ બાદ સંકીર્તન અને નૃત્યના ઉત્સાહપૂર્ણ વાતાવરણમાં સદ્ગુરુ સંતોના દિવ્ય સાનિધ્યમાં પ્રસાદિની પુષ્પ પાંખડીઓ, સાત્વિક રંગો અને કેસુડાના જળ વડે દિવ્ય રંગોત્સવ ઉજવવામાં આવ્યો હતો.

## SGVP સ્પોર્ટસ્ એકેડેમી દ્વારા GPL-3 નું ઉદ્ઘાટન

**SGVP** કેમ્પસમાં ચાલી રહેલ **SGVP** સ્પોર્ટસ્ એકેડેમી દ્વારા છેલ્લા ત્રણ વર્ષથી **GPL** (ગુરુકુલ પ્રીમીયર લીગ) ક્રિકેટ ટુર્નામેન્ટનું આયોજન થાય છે. આ વર્ષે પણ તા. ૭, એપ્રિલથી આરંભાયેલ આ ટુર્નામેન્ટ તા. ૧૪, જુન સુધી ચાલશે. જેમાં ગુજરાત, મહારાષ્ટ્ર, આસામ, દાર્જિલિંગ, હરિયાણા, ઉત્તરપ્રદેશ, ભોપાલ, ગોવા, જયપુર, અજમેર વગેરે ભારતભરના રાજ્યોમાંથી ૧૬૦ જેટલી ક્રિકેટ ટીમ રમવા માટે આવશે. જેમાં વિજેતા ટીમ, રનર્સ ટીમ, મેન ઓફ ધ મેચ, બેસ્ટ બોલર,

બેસ્ટ બેટ્સમેનને વિશેષ પારીતોષિકથી સન્માનિત કરવામાં આવશે. આ ઉદ્‌ઘાટન પ્રસંગે પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા ટ્રસ્ટી શ્રી નવિનભાઈ દવે વગેરે અતિથિ વિશેષ તરીકે ઉપસ્થિત રહ્યા હતા.

## સત્સંગ યાત્રા પ્રવાસ (કચ્છ)

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ-મેમનગરમાં સેવા, સત્સંગ અને સંસ્કારસભર ગ્રેજ્યુએશનનો અભ્યાસ પૂર્ણ કરનારા વિદ્યાર્થીઓનો શૈક્ષણિક સત્સંગ પ્રવાસ યોજવામાં આવ્યો હતો. જેમાં વિદ્યાર્થીઓએ કચ્છ-ભૂજ, સફેદ રણ, માંડવી બંદર, શહીદોના સ્મૃતિ સ્થળો તથા ઐતિહાસિક સ્થળોની મુલાકાત ઉપરાંત ભગવાન શ્રી સ્વામિનારાયણના પ્રસાદિના સ્થળોએ દર્શનનો અલૌકિક લ્હાવો લીધો હતો. આ પ્રવાસનું આયોજન શ્રી જોગી સ્વામી છાત્રાલયના સંચાલક શ્રી સૂર્યકાંતભાઈ પટેલે કર્યું હતું, જેમાં કચ્છના ભક્તજનો તથા કચ્છમાં નિવાસ કરતા ભૂતપુર્વ વિદ્યાર્થીઓએ સારી સેવા કરી હતી.

## એક્સલર ફાઉન્ડેશન તાલીમ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ-મેમનગર ખાતે કોલેજનો અભ્યાસ કરી રહેલા વિદ્યાર્થીઓ માટે એક્સલર ફાઉન્ડેશન દ્વારા પબ્લીક સ્પીકીંગ તથા પર્સનાલિટી ડેવલોપમેન્ટના વિશેષ વર્ગોનું ગુરુકુલ મુકામે આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં શ્રી દીપકભાઈ મકવાણાએ સવિશેષ માહિતી આપી હતી.

## સત્સંગ સભા (સુરત)

સુરત શહેરમાં દર મહિને યોજાતી સત્સંગ સભામાં પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ પધારીને કથાવાર્તાનો લાભ આપ્યો હતો. જેમાં ગુરુકુલના ભૂતપુર્વ વિદ્યાર્થીઓ તથા વિશાળ સંખ્યામાં ભાવિક ભક્તજનોએ લાભ લીધો હતો. સભામાં પૂજ્ય સ્વામીએ જણાવ્યું હતું કે, ભગવાનના ભક્તોએ પોતાના ઈષ્ટદેવની સર્વોપરી નિષ્ઠા, સદ્‌ગુરુ પ્રત્યે હૃદયનું જોડાણ અને શાસ્ત્રાભ્યાસ અવશ્ય જોઈએ. પોતાના ભજનમાં વિઘ્ન ન કરે તેટલો જગત પ્રત્યે વિરક્તભાવ કેળવવો જોઈએ.

## નૂતન શિવાલય શિલાન્યાસ વિધિ ( રૂગનાથપુર)

સદ્‌ગુરુ શ્રી ગુણાતીતાનંદ સ્વામીનું કૃપાપત્ર ગામ રૂગનાથપુર મુકામે શ્રી મહિલા સંસ્કાર કેન્દ્ર, અમરેલી દ્વારા આયોજીત શ્રીમદ્ ભાગવત કથા પ્રસંગે પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીએ પધારીને ભક્તજનોને કથાવાર્તાનો અલૌકિક લાભ આપ્યો હતો. આ પ્રસંગે ગામમાં આવેલ શિવાલયના જીર્ણોદ્ધાર પ્રસંગે નૂતન શિવાલયનો શિલાન્યાસવિધિ પણ કરવામાં આવ્યો હતો.

## રામનવમી મહોત્સવ (મેમનગર)

તા.૨૦/૪/૧૩, રામનવમીના પવિત્ર દિને વૈવિધ્ય સભર ભક્તિ કાર્યક્રમનું આયોજન કરવામાં આવ્યું હતું. દર હરિજયંતિની પરંપરા અનુસાર વહેલી સવારથી ભગવાન શ્રી નીલકંઠવર્ણીના દુધથી અભિષેકનો લાભ લેવા માટે ભક્તજનો વિશાળ સંખ્યામાં આવ્યા હતા. આ પ્રસંગે સિંહાસનમાં બિરાજમાન શ્રી ઘનશ્યામ મહારાજનું ભવ્ય રાજોપચાર પૂજન કરવામાં આવ્યું હતું. મધ્યાહ્ને ૧૧ થી ૧૨:૩૦ દરમિયાન મર્યાદા પુરુષોત્તમ ભગવાન શ્રી રામચંદ્રજીના પ્રાગટ્યનો ઉત્સવ સંકીર્તન ભક્તિ સાથે દિવ્યતા સભર ઉજવવામાં આવ્યો.

રાત્રે ૮:૩૦ થી ૧૧:૦૦ દરમિયાન પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણનો પ્રાગટ્યોત્સવ ઉજવવામાં આવ્યો. આ પ્રસંગે ગીત-સંગીત, સંકીર્તન, નૃત્ય, રાસ તથા અત્યંત ઉત્સાહપૂર્વક શ્રી ઘનશ્યામ મહારાજનો પ્રાગટ્યોત્સવ ઉજવવામાં આવ્યો. સંપૂર્ણ દિવસ દરમિયાન પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ ઉપસ્થિત રહીને પ્રસંગોચિત્ત ભગવાનના અવતરણનો દિવ્ય મહિમા સમજાવ્યો હતો.

## શ્રીમદ્ ભાગવત કથા (કેરા-કચ્છ)

કેરા (કચ્છ) ગામે પાંચાણી પરિવાર દ્વારા શ્રીમદ્ ભાગવત કથાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ કથામાં યજમાનશ્રીના આગ્રહને માન આપી પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે પ્રારંભેલી આધ્યાત્મિક પરંપરા એટલે..., અલૌકિક આનંદની અનુભૂતિ એટલે...

## સત્સંગ સાધના શિબિર - ઋષિકેશ

તા. ૭/૧૧/૧૩ થી તા. ૧૩/૧૧/૧૩

નગાધિરાજ હિમાલયની પવિત્ર ગોદમાં તથા પાવનકારી ગંગાજીના પવિત્ર તટે સદ્ગુરુ સંતો તથા વિશાળ ભક્ત સમુદાયમાં પ્રગટેલા દિવ્યતા સભર વાતાવરણમાં અધ્યાત્મની નૂતન ચેતનાનો દિવ્ય સંચાર...

નૂતન વર્ષના નવલા દિને ભક્તિ સભર મહોલમાં ભગવદ્ ભક્તિ સભર દિવ્યતાની અનુભૂતિ...

**-: વિશેષ માહિતી માટે સંપર્ક :-**

પૂજ્ય શ્રી ભક્તવત્સલદાસજી સ્વામી : ૯૮૭૯૦૦૦૯૫૪, પૂજ્ય શ્રી ભક્તિવેદાંતદાસજી સ્વામી : ૯૮૨૫૩૧૫૦૩૦, પૂજ્ય શ્રી મુક્તસ્વરૂપદાસજી સ્વામી : ૯૦૯૯૦૯૮૨૫૫૬, પૂજ્ય શ્રી ધર્મનંદનદાસજી સ્વામી : ૯૮૨૫૧૩૦૭૬૫

**-: નોંધ :-**

શિબિરમાં જોડાવા ઈચ્છતા ભક્તજનોએ ફોર્મ ભરવા આવશ્યક છે. શિબિર દરમિયાન પોતાના પિતૃઓની સ્મૃતિમાં શ્રીમદ્ સત્સંગિજીવન તથા શ્રીમદ્ ભાગવતજીના સંહિતાપાઠ કરાવવા ઈચ્છતા ભક્તજનોને સંપર્ક કરવા વિનંતી.

---

પ.પૂ. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ પ્રારંભેલી શૈક્ષણિક સેવાની પરંપરા અનુસાર

# ધો-૯ અને ૧૧માં વિદ્યાભ્યાસ પ્રવેશ

**શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ**

★ ધો-૯ પ્રવેશ ફોર્મ તા. ૨૫/૪/૨૦૧૩ થી દરરોજ સવારે ૯ થી ૧૨ અને સાંજે ૪ થી ૬ દરમિયાન કાર્યાલયમાંથી મળશે.

★ ધોરણ ૯ના પ્રવેશ માટેની લેખિત પરીક્ષા તા. ૪/૫/૧૩, શનિવાર, સવારે ૯ થી ૧૨ દરમ્યાન લેવાશે. જેમાં પ્રવેશ મેળવવા ઈચ્છતા તમામ વિદ્યાર્થીઓએ ફરજીયાત જોડાવાનું રહેશે. આ પ્રવેશ પરીક્ષા ધોરણ ૮ના અભ્યાસક્રમને આધારે લેવામાં આવશે. જેમાં ગણિત, વિજ્ઞાન, અંગ્રેજી તથા સ્વામિનારાયણ સંપ્રદાયની પ્રાથમિક માહિતીને આધારે ૧૦૦ ગુણનું પેપર હશે.

★ પરીક્ષા આપવા આવો ત્યારે ફોર્મ ભરી સાથે લાવવું, અગાઉથી કે પોસ્ટથી મોકલવું નહી, પાસપોર્ટ સાઈઝનો ફોટો ફોર્મ સાથે લગાવવો તેમજ ધોરણ ૮ની વાર્ષિક પરીક્ષાનું પરીણામ સાથે લાવવું.

★ અમદાવાદ શહેર (સ્થાનિક) વિદ્યાર્થીઓને છાત્રાલયમાં પ્રવેશ આપવામાં આવશે નહિ.

★ શિક્ષણ ફી, ટ્યુશન ક્લાસીસ ફી, યુનિફોર્મ અને સ્ટેશનરી ખર્ચ અલગથી ભરવાના રહેશે.

★ ધોરણ ૧૧ સાયન્સ તથા કોમર્સમાં પ્રવેશ મેળવવા ઈચ્છતા વિદ્યાર્થીઓએ ધો. ૧૦ના પરીણામ આવ્યાનાં બીજા જ દિવસે પ્રવેશ મેળવવા માટે આવી જવું. જે કાર્યવાહી માત્ર એક જ દિવસ ચાલશે.

★ ધોરણ ૧૦, ૧૨ તથા કોલેજમાં પ્રવેશ માટે મહેરબાની કરીને શરમાવશો નહી.

---

# આગામી આયોજન

**૦૫/૦૫/૧૩** — **વરુથિની એકાદશી, સુહૃદ સભા :-** શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ છારોડી

**૧૯/૦૪/૧૩** — **શ્રીહરિ જયંતિ** :- શ્રી ઘનશ્યામ મહારાજ રાજોપચાર પૂજન તથા શ્રી નીલકંઠવર્ણીનો પયોભિષેક
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર

**૨૧/૦૫/૧૩** — **મોહિની એકાદશી, રાત્રે કીર્તનભક્તિ**
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર

# શ્રદ્ધા સુમન

**અ. નિ. પ્રેમજીભાઈ પરબતભાઈ હિરાણી - ભારાસર**

ભગવાન તથા સંતોની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે નિરંતર શિક્ષાપત્રીની આજ્ઞા પ્રમાણે સાવધાન રહીને ભગવાન શ્રી સ્વામિનારાયણની ઉપાસના કરનારા પ.ભ.શ્રી પ્રેમજીભાઈ પરબતભાઈ હિરાણી મહારાજના ધામમાં સિધાવ્યા છે. સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં સંપૂર્ણ દિવસો દરમિયાન ઉપસ્થિત રહીને તેમણે જીવમમાં અલૌકિક લ્હાવો પ્રાપ્ત કર્યો હતો. ભગવાન શ્રીહરિ તેમને પોતાના સ્વસ્વરૂપનું અખંડ સુખ અર્પે એ જ પ્રાર્થના.

**પ. ભ. શ્રી ગોપાલભાઈ ભીમજીભાઈ ચોટલીયા**

ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણના અનન્ય ઉપાસક અને પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના શિષ્ય પ.ભ. શ્રી ગોપાલભાઈ ભીમજીભાઈ ચોટલીયા, તા. ૯/૩/૨૦૧૩ના રોજ ભગવદ્ સ્મરણ સાથે શ્રીજી સામીપ્યને પામ્યા છે. ભગવાન શ્રીહરિ તેમના દિવ્ય આત્માને અખંડ મૂર્તિનું સુખ અર્પે તથા પરિવારજનોને સત્સંગનું બળ અર્પે એ જ પ્રાર્થના.

**અ. નિ. શારદાબેન શનાભાઈ પટેલ**

ગુરુકુલ પરીવાર સાથે તથા પૂજ્ય શ્રી જોગી સ્વામી જેવા મહાન સંતો સાથે પોતાના જીવને જોડીને ભગવાન શ્રીહરિની અનન્ય ઉપાસના કરનારા સ્ત્રી ભક્તોનો ઈતિહાસ સ્વામિનારાયણ સંપ્રદાયમાં સુવર્ણ અક્ષરે લખાયેલો છે. પોતાના જીવનની અંતિમ હરીજયંતિના દિને ભગવાન શ્રી નીલકંઠવર્ણીના અભિષેકના મુખ્ય યજમાન તરીકે રહીને ભગવદ્ પૂજનનો અનન્ય લાભ લઈ તા. ૨૫/૩/૧૩નાં રોજ શારદાબેને અક્ષરધામમાં શ્રીજી સામીપ્યને પ્રાપ્ત કર્યું છે. ભગવાન શ્રીહરિ પરીવારના સભ્યો રાજેશભાઈ, મુકેશભાઈ, ટીકેન્દ્રભાઈ તથા નવીનભાઈને ધીરજ અને સત્સંગનું બળ અર્પણ કરે એ જ પ્રાર્થના.

**અ. નિ. પ્રિયાંક કુમાર કલ્યાણભાઈ ભાદાણી**

ગુરુકુલ પરિવારના અનન્ય સેવક શ્રી કલ્યાણભાઈ લક્ષ્મણભાઈ ભાદાણીનો સુપુત્ર પ્રિયાંક કુમાર, ૨૧ વર્ષની કિશોર અવસ્થામાં ભગવદ્ સામીપ્યને પામ્યો છે. SGVPમાં વિદ્યાભ્યાસ કરીને પ્રિયાંકે પોતાના જીવનમાં અમૂલ્ય સદ્‌ગુણો પ્રાપ્ત કર્યા હતા. સરળતા, નિખાલસતા, સ્નેહાળ અને ઋજુતા ભરેલા સ્વભાવની સાથે સૌની નિઃસ્વાર્થભાવથી સેવા કરનારા પ્રિયાંકને ભગવાન શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ અર્પણ કરે તથા પરિવારના સભ્યોને ધીરજ અર્પણ કરે એવી સમસ્ત ગુરુકુલ પરિવારવતી ભગવાન શ્રી સ્વામિનારાયણના શ્રીચરણોમાં પ્રાર્થના.

**અ. નિ. ડૉ. ભગવાનજીભાઈ મણિશંકરભાઈ પંડ્યા**

ગામ સુરનિવાસ (તા. ગારિયાધર, જિ. ભાવનગર) નિવાસી ગુરુકુલમાં સેવા કરનાર શ્રી હેમલ પંડ્યાના દાદાશ્રી પ. ભ. ડૉ. ભગવાનજીભાઈ મણિશંકરભાઈ પંડ્યા તા. ૨૫/૩/૨૦૧૩ના રોજ અક્ષરધામ સીધાવ્યા છે. ભગવાન શ્રીહરિ તેમના આત્માને પોતાની મૂર્તિનું સુખ અર્પે તથા શ્રી અરવિંદભાઈ, શ્રી કિર્તીભાઈ, શ્રી દિલીપભાઈ તેમજ પરિવારજનોને સત્સંગનું બળ અર્પે એ જ પ્રાર્થના.

**અ. નિ. શ્રી ધીરુભાઇ રવજીભાઇ ગજેરા :-**

ગામ અમરેલી નિવાસી પ. ભ. શ્રી ધીરુભાઈ રવજીભાઈ ગજેરા ભગવાનનું ભજન કરતા થકા અક્ષરધામ સીધાવ્યા છે. શ્રી ધીરુભાઈના આત્માને શ્રીહરિ પોતાના સુખે સુખીયા કરે તથા સુપુત્રો શ્રી ભરતભાઈ, શ્રી અશોકભાઈ, શ્રી કિશોરભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી બાલુભાઇ જાગાભાઇ છોડવડીયા :-**

ગામ વિરપુર નિવાસી પ. ભ. શ્રી બાલુભાઈ જાગાભાઈ ચોડવડીયા ૭૮ વર્ષની ઉમરે ભગવાનનું ભજન કરતા થકા અક્ષરધામ સીધાવ્યા છે. શ્રી બાલુભાઈ ભગવાનના ઉત્તમ ભક્ત હતા તથા શાસ્ત્રીજી મહારાજના કૃપાપાત્ર હતા. શ્રી બાલુભાઈના આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સુપુત્રો શ્રી ભરતભાઈ, શ્રી દિનેશભાઈ, શ્રી અરવિંદભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી કમલેશભાઇ અનંતરાય શાહ**

અમદાવાદ નિવાસી શ્રી કમલેશભાઈ અનંતરાય શાહ તા. ૧૬/૪/૨૦૧૩ના રોજ અક્ષરધામ સીધાવ્યા છે. આ પરિવાર ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ તથા જોગી સ્વામી જેવા મોટા સંતોનો કૃપાપાત્ર રહ્યો છે. ખૂબ જ નાની ઉંમરે શ્રી કમલેશભાઈના અક્ષરવાસથી સમગ્ર ગુરુકુલ પરિવારને મોટી ખોટ પડી છે. ભગવાન શ્રીહરિ તેમના આત્માને પોતાની મૂર્તિનું અખંડ સુખ અર્પે તથા શ્રી ચેતનભાઈ, શ્રી વિપુલભાઈ, શ્રી પિનાકીનભાઈ તેમજ સમગ્ર પરિવારજનોને ધીરજ તથા સત્સંગનું બળ અર્પે એ જ પ્રાર્થના.

## મેમનગર ગુરુકુલ ખાતે શ્રી નરનારાયણદેવ જ્યંતિ પ્રસંગે ધામધૂમથી ઉજવાયો રંગોત્સવ તથા પુષ્પદોલોત્સવ

કેરા ગામે યોજાયેલ ભાગવત કથામાં આશીર્વાદ પાઠવતા પરમ પૂજ્ય સદ્ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી

ધર્મજીવન હોસ્ટેલ દ્વારા લેવાયેલ ધાર્મિક પરિક્ષામાં સફળતા પ્રાપ્ત કરનાર વિદ્યાર્થીઓને આશીર્વાદ

"GURUKUL DARSHAN" RNI No. GUJGUJ/2009/28937 Date of Publication is 25th of every month and Permitted to post at A`bad
PSO on 25th of every month, GAMC 1468/2013-2015, Valid up to 31/12/2015

શ્રીહરિ જયંતિ મહોત્સવ પ્રસંગે હીન્ડોળામાં જૂલતા શ્રી ઘનશ્યામ મહારાજની પ્રાગટ્ય આરતીના દર્શન

શ્રીહરિ જયંતિ મહોત્સવ પ્રસંગે શ્રી ઘનશ્યામ મહારાજનું રાજોપચાર પૂજન તથા
પ્રાગટ્ય મહોત્સવ પ્રસંગે ઉપસ્થિત સદ્‌ગુરુ સંતો તથા હરિભક્તો

SGVP દ્વારા GPL-૩ ટૂર્નામેન્ટનો પ્રારંભ કરાવતા સદ્‌ગુરુ સંતો, ગુરુકુલના ટ્રસ્ટી શ્રી નવિનભાઈ દવે તથા મહાનુભાવો